# પ્રસ્તાવના

દોઢેક વર્ષ ઉપર પ્રેમાનંદનું 'મામેરું' પ્રસિદ્ધ કર્યું ત્યારે જણાવ્યું હતું કે, તે જો આવકારપાત્ર નીવડશે, તો તે હમે પ્રેમાનંદનાં 'સુદામાચરિત' અને 'નળાખ્યાન' પણ કરવાં છે. તે અનુસાર આ 'સુદામાચરિત' પૂરું કરી પ્રસિદ્ધ કરતાં આનંદ થાય છે. અને 'નળાખ્યાન'નુ કામ હાથ ઉપર છે, તે બનતી ત્વરાએ પૂરું કરવા ધાર્યું છે.

'મામેરા'નો પાઠ તૈયાર કરવા માટે સ્વ. નવલરામે લગભગ ૬–૭ જૂની પોથીઓ જોઈને પોતાનો પાઠ આપેલો, તેથી તે સાક્ષરની મહેનતનો મને લાભ હતો; અને તેને માટે જૂની પોથીઓ જોવાપણુ ઊભું નહોતુ, એમ મેં માનેલું પછીથી મેં જાણ્યુ કે, નવલરામે નહીં જોયેલી એવી હાથપ્રતો આજે મળી છે. એ જો મેં જોઈ હોત તો પાઠ-સિદ્ધિમાં મદદ થાત, એ સ્પષ્ટ છે. એ કામ તો હવે તેની નવી આવૃત્તિ ઉપર મુલતવી રહે છે.

'સુદામાચરિત' માટે પણ એ પ્રકારની મદદ મોજૂદ તો છે.* પરંતુ તે કાવ્યની પણ જૂની હાથપ્રતો ત્યાર બાદ મળી છે, જે પ્રેમાનંદના જીવનકાળમા લખાયેલી છે. એવી ત્રણ હાથપ્રતો મુંબઈની ફાર્બસ સભા પાસે છે. આ આવૃત્તિનો પાઠ તૈયાર કરવામાં તેમનો

* શ્રી. મંજુલાલ રણછોડલાલ મજમુદાર સંપાદિત 'સુદામાચરિત'. તેમા તે વિદ્વાન સંપાદકે લગભગ દરેક હાથપ્રતો જોઈ છે, અને છાપામાં મળતા, બીજા લેખકોના આઠેક 'સુદામાચરિતો' પણ પુરવણીરૂપે આપ્યા છે. મૂળ પાઠ તરીકે પ્રેમાનંદકૃત ચરિત આપ્યુ છે, અને તેનો પાઠ વિ. સં. ૧૭૮૫ની લખેલી હાથપ્રત પરથી મુખ્યત્વે લીધો છે. એમનો પાઠ સ્વ. નવલરામના 'મામેરા' જેવો સંસ્કારેલો ને શોધેલો નથી. છતા અનેક પ્રતો જોઈને કરેલુ 'ધૂળધોયા'-કામ કાંઈ નાનીસૂની મહેનત નથી.

મેં ઉપયોગ કર્યો છે. તે સભાના મંત્રીએ જે તત્પરતાપૂર્વક એમાં મને મદદ કરી છે, તે માટે વિદ્યાપીઠ તરફથી એમનો આભાર માનું છું.

આ ઉપરાંત, કેટલાંક શંકાસ્થાનોના નિવારણને માટે, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી પાસેની એક હાથપ્રત સળંગ જોઈ ગયો છું; તથા ફાર્બસ સભા પાસેની બીજી એક બે પ્રતો તેટલા પૂરતી જોઈ છે. ફાર્બસ સભા પાસે હિંદુસ્તાનીમાં (લખ્યા સં૦ ૧૭૮૭; લિપિ ગુજરાતી; લહિયો હિંદુ ગુજરાતી છે.) પણ એક 'સુદામાચરિત'ની પોથી છે; તે પણ એક રસિક બીના ગણી મેં જોઈ છે, જોકે પ્રેમાનંદનો પાઠ તૈયાર કરવામાં તો એની મદદ હોય નહિ એ ઉઘાડું છે.

મુખ્ય પાઠ ઉપર આપીને ટીપમાં પાઠાંતરો મૂક્યાં છે, તેમાં વાપરેલી સંજ્ઞાઓ અહીં આપી જાઉં:

ફા. ૧ તે ફાર્બસ સભાની હાથપ્રત. લખ્યા સં. ૧૭૫૮. પ્રતની લખાવટ સાફ છે; ક્યાંક વચ્ચે ચરણ ભુલાયેલાં લાગે છે. અક્ષર સાફ ઘાટીલા ને મોટા છે.

ફા. ૨ તે ફાર્બસ સભાની બીજી હાથપ્રત. લખ્યા સં. ૧૭૬૩. લખાવટ સારી નહિ. અક્ષર પણ એવા જ. અને ક્યાંક અક્ષર પડે ખરો. છતાં સારો મદદરૂપ પાઠ ગણાય.

ફા. ૩ તે ફાર્બસ સભાની ત્રીજી હાથપ્રત. લખ્યા સં. ૧૭૫૯. સાફ લખાવટ; લહિયો વધારે સંસ્કારી, તેથી લખાણ વધુ શુદ્ધ. શરૂનાં ચારેક કડવાં બીજે અક્ષરે છે; અને તે પૂરાં થઈ જ્યાં મુખ્ય પોથીને જોડાય છે, ત્યાં બે ત્રણ શબ્દો વચ્ચે પડેલા છે.

ગૂ. તે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીની હાથપ્રત. લખ્યા સં. ૧૮૨૨. સામાન્ય લખાવટવાળી આ પ્રત સાફ છે, જોકે બહુ જૂની ન કહેવાય.

આ હાથપ્રતો ઉપરાંત, પ્રસિદ્ધ થયેલી બે છાપ-પ્રતોનો ઉપયોગ પણ કર્યો છે. એક શ્રી. મજમુદાર સંપાદિત 'સુદામાચરિત' (તેની સંજ્ઞા મ.) અને 'બૃહત્ કાવ્યદોહન'માં આપેલો પાઠ. (સંજ્ઞા કા.) બેઉના પાઠને જ મૂળ ગણી તેમનાં સંઘરવા જેવાં માનેલાં પાઠાંતરો ટીપમાં આપ્યાં છે.

આ બધી સામગ્રી સમસ્તપણે સામે રાખીને તે પરથી જે પાઠ તૈયાર કર્યો છે તે વાચક સામે છે એટલે તે વિષે વધુ કશુ કહેવા ચર્ચવાની જરૂર ન હોય એ સામગ્રી ઉપર આધાર રાખી પ્રામાણિકતા પૂર્વક સપાદનનુ કામ કરવુ જોઈએ, અને ક્યાંય કશો અનાધાર સુધારોવધારો ન કરી શકાય, એ ટૂકમા આ કામનુ મૂળસૂત્ર ગણાય તેનો અમલ ડગલે ને પગલે તોલન અને વિવેક માગે છે. હાથપ્રતોની જૂનાશ, લહિયાની લખાવટ, તથા અર્થ, પ્રવાહ, ભાષા, શૈલી અને પદ્યબંધ વગેરે બાબતો તેમા ધ્યાનમા લેવાની હોય પોથી-ઓની મદદથી તૈયાર કરેલા આ પાઠમા ઉપલબ્ધ છાપપ્રતોની સરખામણીમા કીક શુદ્ધિ અને વ્યવસ્થા સાપડચા છે, એમ કહી શકાય તેના સ્થાનો ઇત્યાદિ અહી ગણાવવાના હોય નહિ ટીપોમા તે વિષે નિર્દેશો મળશે અને ઉત્સાહી અભ્યાસી પોતાની મેળે એ બધુ જોઈ લેશે, એમ માન્યુ છે

પોથીઓમા જોયુ કે, તેમનુ જોડણીનું ધોરણ એકધારુ નથી ફા. ૧ તથા ફા. ૩ બે પ્રતો એક જ વર્ષના ફેરવાળી છે, પરતુ ફા. ૩ નો લહિયો સારો હોવાથી તે કેટલીક શુદ્ધિ — જોડાક્ષરો તથા શબ્દોની — વધારે જાળવે છે એટલે, પોથીની જોડણી ઉપર મ્શી શાસ્ત્રીય મદાર બાધવી એ જ અશાસ્ત્રીય થાય, એમ જોયુ એટલે, અને સ્વતત્ર રીતે જોતા પણ, પાઠની જોડણી શુદ્ધ કરી લેવી જોઈએ. 'મામેરા' જેમ અહી પણ જોડણીકોશ પ્રમાણે જોડણી સુધારીને પાઠ આપ્યો છે, અને વિરામચિહ્નો ઉમેર્યા છે.

'મામેરા'ના જોડણીશુદ્ધ પાઠ પર એક એવી નાપાયદાર ટીકા થઈ હતી કે, આવા પાઠથી તો પ્રેમાનદની ભાષા ફરી ગઈ' જોડણી સુધર્યાથી ભાષા ન ફરી શકે એ સ્પષ્ટ છે કેમ કે જોડણીફેર તે પદફેર નથી. અને પદફેર કરવો એ ચોખ્ખી અપ્રામાણિકતા ગણાય, ને તે તો સપાદનની ઘાતક જ છે જૂના લહિયા કોઈ ને કોઈ કારણે પદોમાય વધઘટ કરતા, કદાચ તેમને તેમા આપણી જેમ અપ્રામાણિકતા ન લાગતી હોય પણ તેનુ ગમે તે હો, એટલી વાત ખરી કે, આપણે માટે તો, જેવા છે તેવા તેઓ જ પ્રમાણ બને છે એટલે જ્યા સુધી

પ્રેમાનંદે પોતે લખેલી ખાતરીબંધ હાથપ્રત ન મળે, ત્યાં સુધી અન્ય લહિયાઓની ઉપલબ્ધ પ્રતો જ આપણે માટે આખી આધારસામગ્રી છે; છતાં તેમાની એકે પૂરેપૂરો કે અક્ષરશ આધાર ન બની શકે અને પ્રેમાનંદની પોતાની પ્રત મળે તો પાઠાંતરોનો પ્રશ્ન ઊકલી જાય, પરંતુ તે પરથી છાપપ્રત કરતી વખતે જોડણીસુધાર તો આજે આપણે તેમાંય કરવો પડે અને કરવો જોઈએ. કેમ કે જોડણી એક એવી નિગત છે કે તે આપણે સુધારી લેવી જોઈએ. તેથી જ ચોસર, શેકસપિયર આદિની જૂની જોડણી ફેરવીને જ તેમની કૃતિઓની લોકોપયોગી આવૃત્તિઓ અંગ્રેજીમા પ્રસિદ્ધ થાય છે. તેમ કર્યા વગર તે લોકોપયોગી પણ ન થઈ શકે અને ઉપર હું કહી ગયો કે, હાથ-પ્રતોમાં લહિયાઓના અજ્ઞાન કે પ્રાંતીય ઉચ્ચારણને કારણેય ઘણી ભૂલો હોય છે, તે તો સુધરવી જ જોઈએ.

આવૃત્તિમા મુખ્ય ચરિત પ્રેમાનંદકૃત આપીને પુરવણી તરીકે નરસિંહકૃત ચરિત પણ આપ્યુ છે તે એ ખ્યાલથી કે, ભાષામા લખાયેલાં અનેક ચરિતોમાં એ બે કૃતિઓ પોતાના રસ અને વસ્તુ-નિરૂપણની તાકાતે ટકી છે ને ચિરંજીવ બની છે, અને શાળામાં પણ એ બે ભણાય છે

આમ આ બે 'સુદામાચરિત ' જીવે છે એમાં એક સૂક્ષ્મ કારણ પણ બતાવી શકાય : નરસિંહનુ આખ્યાન ભાગવતકારની મૂળ-કથાના શુદ્ધ ભક્તિરસને વફાદાર રહી એક ઉમદા ભક્ત-જીવન વર્ણવે છે, અને એની ભાષા તથા શૈલી એટલી જ પ્રભાવિત છે. પ્રેમાનંદ ભક્તિકથાને તો કંઈ કરી ન શકે; પણ એ એના આખ્યાનની મૂળ આર્દ્રતા નથી. કવિએ એની અદ્વિતીય ઢબે પોતાની કૃતિમાં, કાલક્રમદોષ વહોરીને, જે લૌકિક રસ ચટકા ઉમેર્યો છે, અને પોતાની સચોટ વર્ણનશક્તિ નાખવી છે, તે તેને ચિરંજીવ બનાવે છે. એટલે, આ બે આખ્યાનો પોતપોતાને સ્થાને અદ્વિતીય છે, અને તેથી કદાચ બેઉ પરસ્પર ન સ્પર્ધતાં સાથે ટકી રહ્યા હોય.

એક બીજું કારણ પણ જોઈ શકાય એમ છે : બેઉ કાવ્યો, એક રીતે જોતાં, સ્વાનુભવરસિક પણ છે. તે સમજવા માટે કાવ્યનો

કથાભાગ જોવો જોઈએ કૃષ્ણ સુદામા સાથે ભણતા હતાં. ભણી રહ્યા પછી કૃષ્ણ રાજવી થયા, સુદામો ગરીબ બ્રાહ્મણ જ રહ્યો. સુદામાને ઘરસંસાર ચલાવવામા વિપત પડે છે. સ્ત્રી કહે છે, 'કૃષ્ણ તમારા મિત્ર છે, તો તેમને તો મળો' સુદામો કહે છે, 'માગવાનું તો મને સુદ્દલ ગમતુ નથી, પણ ઘણે વખતે કૃષ્ણનાં દર્શન થશે એ જ મોટો લાભ' એટલે ભેટ તરીકે તાંદુલ લઈને સુદામો દ્વારકા ગયો કૃષ્ણે પોતાના બાળસખાનુ ભારે સન્માનથી આતિથ્ય કર્યું. પછી સુદામો સ્વઘેર પાછો આવ્યો, ન કશુ પોતે થઈને માગ્યુ — ન કૃષ્ણે તેને આપ્યુ પરંતુ ઘેર પહોંચતાં જુએ છે તો પોતાની ઝૂપડીઝૂપડી બધુ ઊડી જઈ ત્યા તો રાજમહેલનો વૈભવ થઈ ગયો છે' તુચ્છ પણ ભાવની ભેટના બદલામા ભગવાને નવનિધિ આપ્યા છે' તે પરથી સુદામો આમ વિચારે છે — અરે, ભક્તાધીન પ્રભુનો તે કેવો મહિમા છે' કેવો દીન દુખી હું હતો' એટલે મે તે કેવાં પાપો પૂર્વે કર્યાં હશે' પણ જરાક સરખી ભેટ લઈ ગયો તો ભગવાને બદલામા શુ કર્યું' ભાવભક્તિનો મહિમા અગાધ છે પણ આ રિદ્ધિસિદ્ધિથી પ્રમાદમા પડી જઈ હુ હવે ભક્તિ ભૂલુ, — કેમ કે માણસને માટે એવો ભય રહે છે, — તો તો મારા જેવો નગુણો કોણ ? એટલે, હું તો મન અડગ રાખી, આ સોનેરી બધનોમાં જકડાયા વગર, ભક્તિ કરીશ. એમ કરીને તે સુદામો ભવસાગર તરી ગયો

આ પ્રમાણે ટૂંકમા ભાગવતકથા છે બેઉ કવિઓ આ મૂળ પરથી પોતાની કૃતિ રચે છે નરસિંહને પોતાના જીવનમા સુદામા જેવી સાખ્ડ ભોગવવી પડી હતી, અને તે ભક્તે એકમાત્ર પ્રભુ-આધાર પર નિર્ભર રહી, લોકલાજની પરવા કરી ન હતી એટલે તેને સુદામાના આતર જીવનનો — ભક્તનાં અડગ શ્રદ્ધા અને પ્રભુ-પ્રેમનો — સાક્ષાત અનુભવ હતો. તેના કાવ્યમા તે અનુભવનો આત્મા બરોબર ઝળકે છે

પ્રેમાનંદને બીજા પ્રકારનો અનુભવ હતો તેને પણ 'ઉદર-નિમિત્ત' મુશ્કેલીઓ પડી લાગે છે. એક સામાન્ય ગૃહસ્થ પેઠે 'મામ

ન મૂકીએ રે' — એ ટેક તે રાખવા માગે. પણ તે ભક્ત નથી; તે તો સંસારી છે. અને તે તરીકે તે પોતાના સંસારી હૃદયની પ્રાકૃત જનની મથામણ જાણે છે, જે સૌ લોક પણ સમજે છે. એની જ સાથે, સુદામાની ભક્તિકથાની પરંપરીણ — લોકગત સમજ પણ એને છે. પરંતુ એનો સાક્ષાત અનુભવ એને, નરસિંહ પેઠે, નથી. છતાં તે જ પૌરાણિક મૂળ ભૂમિકા ઉપર તે, ઉપર બનાવેલી પોતે પ્રત્યક્ષ અનુભવેલી પ્રાકૃત મનની મથામણની ભાત વણે છે અને પોતાનું આખ્યાન રચે છે. તેમાં તે સફળ છે, પણ વ્યાસ–નરસિંહના અસલ સુદામાના રંગને ભોગે.* એટલે જો પ્રેમાનંદનું જ સુદામાચરિત ગુજરાત જાણત તો, મને લાગે છે કે, સુદામાનું કોઈક ભિન્ન જ ચિત્ર — કોઈ લોભી બ્રાહ્મણનું, ઉમદા ભક્તનું નહિ — ગુજરાતી માનસ પર ચીતરાયું હોત. છતાં પ્રેમાનંદી સુદામાના થોડાક છાંટા તો તેને ઊડયા છે; કેમ કે એવી સમર્થ પીંછીથી કવિએ કેટલાંક ચિત્રણો સર્જ્યાં છે. આ બધી બાબતો ટિપ્પણમાં યથાસ્થાને નોંધી હોવાથી, અહીં હું તે બધાનું લંબાણ કરતો નથી. અને

* કાંઈક જુદા અનુબંધમાં કહેલું છતાં નીચેનું શ્રી. રા.વિ. પાઠકનું પ્રતિપાદન ધ્યાન પર લાવું:

"પ્રેમાનંદના સુદામાચરિત્રનું રહસ્ય ભાગવતકારનું જ રહસ્ય છે. ઈશ્વર અને જીવ વચ્ચેનો પ્રેમભક્તિસંબંધ એ એનો નિરૂપ્યમાણ વિષય છે.... પણ પ્રેમાનંદનું વિધાન સ્વતંત્ર છે. તેણે પોતાનાં પાત્રોને સ્વતંત્ર વ્યક્તિત્વ આપ્યું છે. અને એ વ્યક્તિત્વ તેણે ગુજરાતના પોતાના હૃદય-સ્પર્શી અનુભવમાંથી ઘડયું છે. પ્રેમાનંદમાં ભલે લોકોત્તરતા ઓછી છે; તેની કલ્પના ઐહિકને છોડીને બહુ ઊંચે ઊડી શકતી નથી; પણ ગુજરાતના હૃદયને, મર્મને તેણે ઓળખ્યું છે, તેવું બીજા કોઈ કવિએ ઓળખ્યું નથી." ('કાવ્યની શક્તિ', પા. ૮૬)

એ વાત સાચી છે. છતાં એ પ્રશ્ન રહે છે કે, ભાગવતનું રહસ્ય કવિએ, ભલે પોતાની ઢબે, પણ યથાર્થ ઉતાર્યું છે, કે સુદામાને 'સ્વતંત્ર વ્યક્તિત્વ' આપવા જતાં તે રહસ્યને માર્યું કે કથાર્યું છે? અને 'ગુજરાતનું હૃદય' નરસિંહ-સુદામાના ભક્તજીવનમાં પણ નહિ કે? ગુજરાતના પ્રાકૃત સંસારીનું હૃદય કહો તો વળી જુદી વાત.

અભ્યાસી વાચકને ભલામણ કરુ છુ કે, શ્રી અબાલાલ જાનીએ 'સમાલોચક' માસિકના ઈ સ ૧૯૦૮ના વર્ષમા (અક ૪ ૪૦) એક લેખમાળા લખી, વ્યાસનુ, નરસિંહનુ ને પ્રેમાનદનુ એમ ત્રણે સુદામાચરિતની તુલનાત્મક ચર્ચા કરી છે તે જુએ

તેમ જ પ્રેમાનદના સુદામાચરિત પર શ્રી રા વિ પાઠકે એક સળગ દષ્ટિ કરી જઈ, તેમા આદ્યત રહેલી હાસ્ય છટા સમર્થ રીતે બતાવી છે,* તે પણ અભ્યાસી જુએ તેમાં તે વિવેચક પ્રેમાનદની હાસ્યરસ માટેની હથોટી વિષે સાચુ કહે છે કે, 'કદાચ પ્રાચીન કવિઓમા તેના જેવો મર્માળો હાસ્યરસ કોઈનો નથી તે પોતે હસે છે, વાચનારને સાથે હસાવે છે, અને જે સમાજ ઉપર તે ટીકા કરે છે, તેને પણ સાથે સાથે હસાવે છે' (પા ૮૧-૨)

અને પ્રેમાનદના 'બધા કાવ્યોમા એવો ઊચો હાસ્યરસ છે પણ નહિ ઘણી જગાએ તો માત્ર શ્રોતાઓનું મનરજન કરવા જ એ હાસ્ય લાવે છે લાવે છે તે પ્રસગ ઘણી વાર ઉચિત હોય છે, કોઈ વાર ઉચિત નથી પણ હોતો' પરતુ તેવાં સ્થાનોએ 'હાસ્યને આખા કાવ્યના વ્યગ્ય સાથે કશો સબધ નથી (હોતો) હાસ્ય કાવ્યમા વૈવિધ્ય આણવા આણેલો છે આખા કાવ્યના વ્યગ્ય સાથે માર્મિક સંબધ રાખતો હોય, આખા કાવ્યમા ઓતપ્રોત હોય, એવુ તો માત્ર તેના ઉત્તમ કાવ્યોમા જ છે એ કાવ્યો માત્ર તેના હાસ્યને લીધે ઉત્તમ થયા છે એમ વિવક્ષા નથી પણ એ નોધવા જેવુ છે કે, પ્રેમાનદના ઉત્તમ કાવ્યોમા જ તેનો હાસ્ય પણ સૌથી વધારે માર્મિક છે એના કાવ્યોમા હુ સુદામાચરિત, મામેરુ અને નળાખ્યાન ત્રણને ગણુ છુ' (પા ૮૫)

સુદામાચરિતના આ વ્યગ્યને પ્રગટ કરવા હાસ્ય તેની સાથે ઓતપ્રોત વણીને કવિએ કામ લીધુ છે, તે વિષે તે કહે છે 'કાવ્યનો વ્યગ્ય એ છે કે, માણસ મહત્તા અને લઘુતાનું કોઈ અદ્ભુત મિશ્રણ છે તેનામા ઈશ્વરાભિમુખ થવાની ઇચ્છા છે, છતા

* જુઓ તેમનુ 'કાવ્યની શક્તિ' પા ૮૧ પરનો નિબધ

મમારતી ઈચ્છાઓથી તે પર* જઈ શકતો નથી તેને ઈશ્વરના નિસીમ ઉદારપણનુ, તેની શક્તિનું, તેના પ્રેમનું ભાન છે છતા તેનાથી માગ્યા વિના રહેવાતુ નથી ઈશ્વરની ઘટના અન્ન છે એમ માણસ જાણે છે, છતાં ઈશ્વર અમુક રીતે જ કામ કરે, એવી અપેક્ષા રાખે છે. અને ઈશ્વરપ્રસાદ તેને મળે છે ત્યારે, તે ઈશ્વરનો પ્રસાદ છે, એટલુ ઓળખવાની પણ તેને શક્તિ નથી આ વિલક્ષણતાઓમાથી પ્રેમાનંદ હાસ્ય ઉપજાવે છે '

જેવુ કાવ્ય છે તેવુ જોતા, ઉપરોક્ત વ્યગ્ય તેમા નથી દેખાતો. બલ્કે આ પ્રશ્નની સમજ કવિની છે કે કેમ, તે વિષે જ મને તો શકા છે છતા ધારો કે એવો વ્યગ્ય તે ઉતારી શકે છે, તોપણ સફળ રીતે કવિ તે 'મામેરુ'મા સાધી શકયા છે, તેમ 'સુદામાચરિત'મા નથી બની શક્યુ. બલ્કે, 'સુદામાચરિત'મા જે હાસ્યપ્રસગો છે તે બીજા પ્રસગના—વૈવિધ્ય સાધવા પૂરતા જ — નીપજ્યા છે, અને તે ઉપરાત જઈને તેમણે સુદામાના પાત્રને કથાવ્યુ છે, એ જુદુ. આ જગા વિગતે નહું.

'મામેરુ'મા હાસ્યપાત્ર ન સૈયો છે, હાસ્ય કરનારી નાગરી નાત છે કુ વરબાઈ મહેતાજીને 'ધન જોઈએ' એમ ટોકનાર પાત્ર છે. 'સુદામાચરિત'માય હાસ્યપાત્ર ભક્ત સુદામા છે, પણ હાસ્ય કરનાર સમગ્ર કોઈ એક સમાજ નથી શરૂમા ગામલોક છે, તેઓ તો સુદામાની પરવા જ કરતા નથી (જુઓ વીટી ૩૩–૪ ૪) દ્વારકામા કમના પર હસનાર છે, તેઓ પણ આવે છે તેવા જાય છે કૃષ્ણની સ્ત્રીઓ બીજો સમુદાય છે, પણ તે એટલા જ પ્રસગ પૂરતો હસે છે અને 'ધન લાવો' કહેનાર સુદામા પત્ની (અને બાળકો પણ ગણવા હોય તો) આદિથી અંત સુધી સુદામા સાથે પ્રત્યક્ષ-પરોક્ષ ખડી છે પણ તે હાસ્ય કરતી નથી, તે તો સુદામાની કસોટીરૂપ છે અને છેવટે 'મામેરુ'મા નાગરી નાત જેમ હાર્યા કહે છે, તેમ ઋષિપત્ની કહેતી નથી, તે તો ઊલટુ એમ કહે છે·—

* સુદામાને કવિએ તેથી પર વર્ણવ્યો છે, છતા તેમા ગૂચવાતો ને ફસાતો બતાવી કવિએ હાસ્ય સાધ્યો છે, એ અહીં યાદ રાખવુ જોઈએ

'દુઃખદારિદ્ર ગયા ને ઘર થયા ' (૫૪૬)
અને એમા રણકો એવો નીકળે છે, 'જુઓ, હુ કહેતી હતી ને કે, તમે જાઓ અને સૌ સારા વાના થશે'' આમ સુદામા તો છેવટેય હાસ્યપાત્ર બની ભોઠો પડે છે પણ 'મામેરા'મા? આથી, શ્રી પાઠકસાહેબ કહે છે તે વ્યગ્યની સફળતા 'મામેરા'મા છે, તે કૃતિ એ રીતે સઘન છે જ્યારે 'સુદામાચરિત'મા એ સઘનતા ને એ વ્યગ્ય આવ્યાં ગયા છે અથવા જો કશી સફળતા દેખાય છે તો તે બીજી જ છે

કાવ્ય જેવુ છે તેવુ જોઈએ તો એમ લાગે છે ખરુ કે, તેમા જીવ અને શિવનો ભેદ હાસ્ય રસ બીજ છે? રસબીજ તો દપતીના જીવનદૃષ્ટિ-ભેદમા રહેલુ નથી? અને એને જ કવિએ પોતાની કાવ્યશક્તિથી ખીલાવ્યું નથી? અને એમા સુદામાની તરફદારીમા નહિ, પણ તેની પત્નીની — ભક્તની તરફદારીમાં નહિ, પણ જગતની — તરફદારીમાં કવિ નથી વધ્યો? પ્રેમાનદની કથામા સ્પષ્ટ છે કે, 'હુ જુગતે જીવુ (જીવુ) કેમ કરી' કહેનાર સુદામાપત્ની છેવટે જીતે છે, નહિ માગવાની વાતો કરનાર તો એવો લોલુપ બને છે કે તેનો કંઈ આરો નથી રહેતો' તેથી એને હસનારો બધો વર્ગ છેવટે, 'મામેરા'ની નાગરી નાત જેમ, ભોઠો નથી પડતો એટલે એ હાસ્ય ખરેખર સુદામાને ભોગે જ થઈ રહે છે તેથી એની ઉપરોક્ત મગળ વ્યગ્યના તો રહેતી જ નથી કાવ્ય વાચતા મળગ પ્રશ્ન તો એ લાગે છે કે, સુદામા ખરો કે સુદામાપત્ની ખરી? સુદામાની ટેક ખરી કે સુદામાપત્નીનુ ડહાપણભર્યું સસારદર્શન ખરુ? સુદામાની ફિલસૂફી સાચી કે તેની પત્નીની? અને તેમા ડગે ને, ડગે ડગે સુદામો હારતો જાય છે, અને તેની જે મશ્કરી થતી જાય છે, તે એ હાસ્યમાં ખનાસ કરી દે એવો કરુણ ઉમેરો કરે છે * 'મામેરા'મા નરસૈયા પરના હાસ્યમા આથી

* શ્રી રા વિ પાઠક સુદામા અને તેની પત્નીના પાત્રાલેખન વિષે નીચેનુ કહે છે, એ અહી સમર્થનમા ટાકી શકાય —

'મને સુદામાની બુદ્ધિ નિષ્ક્રિય, નિર્બળ, ઢચુપચુ વસ્તુસ્થિતિથી દૂર જનારી, પ્રશ્નોથી પરાઙ્મુખ રહેનારી લાગે છે ઋષિપત્ની કાર્યપર,

કરો તો બાકીનું બધું તો એની મેળે આવી મળશે. આ અવતરણવાક્ય પણ ભક્તિના આ જ રાહનું સૂચક છે. સુદામાનું પ્રેમાનંદી ચિત્ર આ રહસ્ય દેખાડતું નથી, બલ્કે, એમ લાગે છે કે, માગણ-કામની હાંસી કરવા તો સુદામાનુ પાત્ર કવિ વાપરતો નથી? શિવ આગળ જીવ આવો માગણ નથી, અથવા છે તો એમાં હાસ્યાસ્પદ કશું નથી. છતાં છેવટ સુધી તેને હાસ્યાસ્પદ કરવામાં જે સૂક્ષ્મ સુરુચિ-ભંગ છે તે કવિ કરે છે. જોકે હસવાનુ તો કોને ન ગમે?

આ ઉપરથી એક બીજી વસ્તુ પણ વિચારવા જેવી છે: કવિ પોતાના જમાનાની છાયા એક પૌરાણિક પાત્ર પર નાંખવા ગયો છે; તે કાલક્રમદોષ છે એ તો ખરું. પરંતુ લોકમાનસમાં એક નિશ્ચિત રૂપે સ્થાન પામેલાં પાત્રોને અર્વાચીન વાઘા અર્પવા જવામાં સત્યના સૂક્ષ્મ ભંગનો દોષ નથી? લોકમાનસ પર અત્યાચાર નથી? અને કલાની પણ ક્ષતિ કે વ્યભિચાર નથી? કેટલાક લેખકો આજ આમ કરે છે, તેથી આ પ્રશ્ન વિવેચકો સામે રજૂ કરું છું. પ્રેમાનંદે એ દોષ કરી શું સાધ્યું એ ઉપર આપણે ટૂંકમાં જોયું.

ઉપરાંત એક બીજી રસિક ખોજ પણ અહીં ધ્યાન પર લાવવા જેવી લાગે છે. તે એ કે, કવિ જે કાલક્રમદોષ કરે છે તેની પાછળ ભક્તિના સ્વરૂપની લૌકિક સમજમાં પડેલો ફેર પણ અનુસ્યૂત ન હોય? ભક્તિનો આદર્શ કેવી રીતે ફરતો ગયો છે, અને ખાસ કરીને આપણા જૂના કવિઓની કૃતિઓમાં, તે એક છણવા જેવી બીના છે. કવિ પ્રેમાનંદ નરસિંહની જેમ ભક્તિ-પ્રેર્યો સ્વતો નથી; તે તો કવિ-કથાકાર છે. એટલે તેના જમાનાની સમજ સહેજે તેમાં આવે જ. તે ઉપરથી એમ માનવું શું બરોબર છે કે, સુદામા અંતે જેવું જીવન જીવે છે (લીટી ૫૬૮–૭૦) તે કવિના જમાનાની સમજ પરથી કલ્પેલું છે? ભાગવત અને 'સુદામાચરિત'માં જોવા મળતા ફેરનો વિચાર કરવામાં આ એક બાબત પણ જોવા જેવી લાગે છે.

આ બધુ કહેવા ઉપરથી રખે એમ મનાય કે, આ કાવ્ય હીન કોટિનું છે. તેનો રસ પ્રેમાનંદનો છે, અને એ કવિ તો ગમે તેમ

તા. ૫ ૩-'૪૨ મગનભાઈ દેસાઈ

[illegible]

## અશુદ્ધિ સુધારી લો

| પાન | કાવ્ય લીટી | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૧૭ | ( ૧૯૬ ) | દુદુભી | દુંદુભિ |
| ૧૯ | ( ૨૧૬ ) | દિગ્પાલ | દિક્પાલ |
| ૨૦ | ( ૨૨૩ ) | દુદુભી | દુદુભિ |
| ૩૧ | ( ૩૪૯ ) | અનભિક્ષા | અન્ન ભિક્ષા |
| ૪૩ | ( ૫૧૨ ) | પર્ણકુટિ | પર્ણકુટી |
| ૬૨ ની લીટી | ૬ | [स] | [स प्रत्यवाय] |

કોઈ પ્રતમા બીજુ તૂટવાથી થયેલી અશુદ્ધિ વાચક સહેજે પોતાની મેળે સુધારી શકશે

## અનુક્રમણિકા


| | |
|---|---|
| પ્રસ્તાવના | ३ |
| સુદામાચરિત — પ્રેમાનંદકૃત | ૧ |
| ટિપ્પણ | ૫૦ |
| પુરવણી — નરસિંહ મહેતા કૃત સુદામાચરિત | ૧૧૨ |


## સંક્ષેપોની સમજ

| | |
|---|---|
| अ. અરબી | दे. દેશી |
| अप. અપભ્રંશ | म. મરાઠી |
| सं. સંસ્કૃત | हिं. હિન્દી |
| फा. ફારસી | તુ. ક. તુલના કરો. |
| प्रा. પ્રાકૃત | |

ફા. ૧, ફા. ૨, ફા. ૩, ગૂ૦, મ૦, કા૦ એ, પાઠ માટે વાપરેલી પ્રતોના સંક્ષેપો છે. તેમની સમજ માટે જુઓ પ્રસ્તાવનામાં પા: ૪ ઉપર.

## કડવું ૧

રાગ – રામગ્રી*

**શ્રી** ગુરુદેવ ને ગણપતિ સમરુ અંબા ને સરસ્વતી,
પ્રબળ મતિ[1] વિમળ વાણી પામીએ[2] રે.
રમા-રમણ[3] હૃદયમાં રાખું, ભગવદ્-લીલા ભાખું;
ભક્તિરસ ચાખું, જે ચાખ્યો શુક-સ્વામીએ રે. ૪.

ઢાળ

શુક સ્વામી કહે, સાંભળ રાજા પરીક્ષિત, પુણ્ય પવિત્ર
દશમ સ્કંધ અધ્યાય એંશીમો,[4] કહું સુદામા-ચરિત્રઃ—

**સાંદીપનિ** ઋષિ સુર-ગુરુ સરખા, વિદ્યાવંત[5] અનંત;
તેને મઠ ભણવાને આવ્યા હળધર ને[6] ભગવંત. ૮
તેની નિશાળે ઋષિ સુદામો વડો વિદ્યાર્થી કહાવે;
પાટી લખી દેખાડવા રામ-કૃષ્ણ સુદામા પાસે આવે.

* મ૦—રાગ કેદારો, કા૦—રાગ આશાવરી

૧. મ૦, કા૦—'ગતિ'

૨ ફા૦ ૨—'આપીએ' ફા૦ ૧—'પામવા'

૩ મ૦, ફા૦ ૧, તથા ગૂ૦મા આ ટૂંક મળે છે ફા૦ ૧માં 'હૃદયમા' બદલે 'હૃદિયા', ને 'રમારમણ' બદલે 'રામારમણ' ને ગૂ૦મા 'રામનામ' છે

૪ મ૦, કા૦—'એશીમે'

૫ ફા૦ ૧, ૨—'અધ્યાપક અનત' મ૦—'અધ્યાપક મહંત' ફા૦ ૩—'વિદ્યા કહાવે અનત'

૬ ફા૦ ૧, ૨ ૩મા 'ને' બદલે 'શ્રી' મળે છે કા૦, મ૦—'ને'

સુદામો, શામળ,[1] સંકર્ષણ અન્ન ભિક્ષા કરી[2] લાવે;
એકઠા બેસી અશન કરે, તે ભૂધરને મન ભાવે.
સાથે સ્વર બાંધીને ભણતા, થાય વેદની ધૂન;
એક સાથરે શયન કરતા હરિ,[3] હળધર, ને મુન.
ચોસઠ દહાડે ચૌદ વિદ્યા શીખ્યા બંનો ભાઈ;
ગુરુસુત[4] ગુરુ-દક્ષણામાં આપી વિઠ્ઠલ થયા વિદાય.
કૃષ્ણ સુદામો ભેટી રોયા, બોલ્યા વિશ્વાધાર:–
'મુજશું[5] મન કરીન મળજો, માગું છુ એક વાર.'
ગદ્દગદ કંઠે કહે સુદામો, હું માગુ દેવ મુરારિ—
''સદા[6] તમારાં ચરણ વિષે રહેજો મનસા મારી.'

મથુરામાંથી[7] કૃષ્ણ પધાર્યા, પુરી દ્વારકા વાસી;
સુદામે ગૃહસ્થાશ્રમ માંડ્યો, મન એનુ[8] સન્યાસી.
પતિવ્રતા પત્ની મન[9] પાવન, પરમેશ્વર[10] કરી પ્રીછે,
સ્વામી-સેવાનુ સુખ વાંછે, માયા-સુખ નવ ઇચ્છે.

---

૧ કા૦—'શ્યામ', ફા૦ ૩—'ને શ્યામ'

૨ ફા૦ ૩—'માગીને', કા૦—'માગી'

૩ મ૦, કા૦—'મોરલીધર બળ મુન્ય' ફા૦ ૧—'હળધર કૃષ્ણ ને મુન', ફા૦ ૩—'મોરલીધર મહા મુન'

૪ કા૦, ફા૦ ૩—'ગુરુને ગુરુદક્ષિણા આપી'

૫ મ૦ તથા કા૦—'માનુભાવ કરીને મળજે'ના કરતાં લીધેલો ફા૦ ૨નો આ પાઠ સારો અર્થ આપે છે ફા૦ ૧ પાઠ આ છે—'માનુભાવે મુને કરી મલજે' ફા૦ ૩મા ૧૭ થી ૨૦ લીટીઓ નથી મળતી

૬ મ૦, કા૦—'સદૈવ' ફા૦ ૧માં 'વિષે' પછી 'જઈ રેહે .' છે

૭ મ૦—'મથુરામાં'.

૮. મ૦, કા૦—'જેનું' ફા૦ ૧—'છે તેનું મન સન્યાસી'

૯ ફા૦ ૩, મ૦—'વ્રતપાવન'. કા૦—'છે પાવન'

૧૦ ફા૦ ૨, મ૦—'પરમેશ્વરને પ્રીછે' કા૦—'પતિને પ્રભુ કરી પ્રીછે'. ફા૦ ૩—'પતિને પરમેશ્વર કરી પ્રીછે'

[illegible] સુદામાને, [1]દુખ-દારિદ્રે ભરિયાં;
શીતળાએ અમી-છાંટો નાખ્યો, થોડે અન્ને ઊછરિયાં.
અજાચક-વ્રત પાળે સુદામો, હરિ વિના હાથ ન ઓઢે;
આવી મળે[2] તો અશન કરે, નહિ તો ભૂખ્યા પોઢે. ૨૮

વલણ

પોઢે ઋષિ સંતોષ આણી, ન ઇચ્છે સુખ ઘરસૂત્રનું;
ઋષિ-પત્ની ભિક્ષા કરી[3] લાવે, પૂરું પાડે પતિ-પુત્રનું. ૩૦

## કડવું ૨

રાગ વેરાડી[4]

શુકજી કહે, સાંભળ નરપતિ, છે સુદામાની નિર્મળ મતિ;
નામ[5] ગૃહસ્થ, પણ કેવળ જતિ, માયા-સુખ નવ ઇચ્છે રતી.
મુનિનો મર્મ[6] કોઈ નવ લહે, સૌ[7] મેલો ઘેલો દરિદ્રી કહે.
જાચ્યા[8] વિના કોઈ કેમ આપે? ઘણે[9] દુઃખે કાયા કાંપે. ૩૪

૧ ફા૦ ૨—'દુર્બલ'.
૨. મ૦, કા૦—'મળ્યું'. ફા૦ ૩—'ભૂખ્યાં' બદલે 'ભૂખ્યો'.
૩. કા૦—'માગીને'.
૪. ફા૦ ૩—રાગ રામગ્રી.
૫. કા૦—'માયા-સુખ નવ ઇચ્છે રતી, સદા મન છે જેનું જતિ.'
૬. મ૦—'મહિમા'. ગૂ૦—'કોઈ' બદલે 'લોક' મળે છે.
૭ ફા૦ ૨—'સૌ કો ઘેલો દારિદ્ર કહે'.
૮ કા૦—'માગ્યા'. અને 'કોઈ' બદલે ફા૦ ૧, ૨, મ૦માં 'કહો' છે.
૯. મ૦—'સમુદ્રની પેરે દરિદ્ર વ્યાપે', અને છેલ્લા 'વ્યાપે' બદલે 'કાંપે' ફેરફારથી આમ જ ફા૦ ૨માં મળે છે. કા૦—'ઘણે દુઃખે કરી દેહ કાંપે'; ('દેહ' બદલે 'દિન' હોય તો સરસ અર્થ મળે.)

ભિક્ષાનુ કામ કામિની[૧] કરે, ઠોના વસ્ત્ર પખાળે, ને પાણી ભરે,
જેમ તેમ કરીને લાવે અન્ન, નિજ કુટુબ પોષે સ્ત્રીજન
ઘણા દિવસ દુખ [૨]એણી પેરે સહ્યુ, પછે પુરમા અન્ન જડતું રહ્યુ,
બાળકને થયા બે ઉપવાસ, તવ[૩] સ્ત્રી આવી સુદામા પાસ ૩૯

"હુ[૪] વીનવુ જોડીને હાથ," અબળા કહે, "સાભળીએ, નાથ
ભૂખ્યા[૫] બાળક કરે રુદન, નગર[૬] માહે નવ જડતું અન્ન,
ન મળે કદ, મૂલ, કે ફળ, બે દિવસ થયા લઈ રહે જળ[૭]
સુખ શય્યા,[૮] ભૂષણ, પટકૂળ, તે ક્યાથી? હરિનથી અનુકૂલ" ૪૨
ભૂખ્યા બાળક જુએ માનુ મુખ, સ્ત્રી જઈ કહે સ્વામીને દુખ
"હુ કહેતા લાગીશ અળખામણી, સ્વામી, જુઓ આપણા
ઘર ભણી
ધાતુપાત્ર નહિ કર સાહવા, સાજુ વસ્ત્ર નથી સમ ખાવા,
જેમ[૯] જળ વિણ વાડી ઝાડુવા, તેમ અન્ન વિણ બાળક બાડુવા ૪૬
આ નીચા ઘર, ભીતડીઓ પડી, શ્વાન મ જાર આવે છે ચડી,
અતીત[૧૦] ફરીને નિર્મુખ જાય, ગવાનિક નહિ પામે ગાય,

૧ ફા૦ ૧— તે નારી'

૨ ફા૦ ૩, મ૦ કા૦—'દુખ ધરતુ', ફા૦૧— ઘર દુખનુ'

૩ ફા૦ ૩, કા૦— ત્યારે

૪ ફા૦ ૨—'વિનેજુક્ત કર જોડી હાથ' ફા૦ ૩—'વિનેજુક્ત જોડી બે હાથ' મ૦—'જોડીને બદલે 'જોડી બે'

૫ અહીથી (૪૦-૪૩) ચાર લીટી ફા૦ ૩ માં મળતી નથી

૬ મ૦, કા૦—'નગરમા નથી મળતુ અન્ન' ફા૦ ૨—'નગર માંહે જડતુ રહ્યુ અન્ન'

૭ ફા૦ ૧—'બે દિવસ લઈ રહે છે જળ' ફા૦ ૨—'રહે' બદલે 'રહ્યા'

૮ ફા૦ ૧મા આ લીટી નથી

૯ ફા૦ ૧માં અહીથી ૩ લીટી આડાઅવળી છે ૧૦ કા૦— અતિથિ'

કરો છો મંત્ર[1] ગાયત્રી સેવ, નૈવેદ્ય વિના પૂજાયે દેવ;
પૂજ્ય[2] પર્વણીએ નવ જમે, જેવો ઊગે તેવો આથમે; ૫૦
શ્રાદ્ધ સમછરી સહુ કો કરે, આપણા પૂર્વજ[3] નિર્મુખ ફરે.[4]
આ બાળક પરણાવવાં પડશે, સતકુલની[5] કન્યા કેમ જડશે?
અન્ન વિના પુત્ર[6] મારે વાગલાં, તો ક્યાંથી આવે[7] ટોપી આંગલાં?
વાયે[8] ટાઢ બાળકડાં રુએ, ભસ્મ માંહે પેસીને સૂએ. ૫૪
હું ધીરજ કોણ પ્રકારે ધરું? તમારું[9] દુઃખ દેખીને મરું.
અખોટિયુ પોતિયુ[10] નવ મળે, સ્નાન કરો છો[11] શીતળ જળે;
વાધ્યા નખ ને વાધી જટા, માંહે[12] ઊડે રાખોડી-ઘટા;
દર્ભ તણી તૂટી સાદડી, તે ઉપર, નાથ, રહો છો પડી; ૫૮

---

૧ મ૦, ફા૦ ૨—'ગાર્હપત્યની સેવ' મ૦ ટીપમાં જણાવે છે કે, 'મંત્ર ગાયત્રી' પાઠ (એ ફા૦ ૩ નો છે) એક પ્રતમા મળે છે ગૂ૦—'ત્રિભોવનપતિની સેવ'.

૨ ફા૦ ૨નો આ પાઠ છે કા૦—'પૂજ્ય પર્વણી કો નવ જમે', મ૦ અને ફા૦ ૩મા 'પૂ.ય' બ.લે 'પૂન્ય ' છે

૩ મ૦, કા૦, ફા૦ ૧—'પિત્રી'

૪ આ લીટી ૫૧ને બદલે નીચેની લીટી પછી પણ (મ૦,કા૦,ફા૦ ૨) મળે છે પણ ફા૦ ૧, ૩નો આ ક્રમ અર્થ પ્રવાહમા સારો છે

૫ મ૦—'સકુલની કન્યા ક્યાથી જડશે' ફા૦ ૧, ૨, ૩—'શુધ, શદ' ગૂ૦—'સતકુલની'

૬ મ૦— બાળક'

૭ મ૦, કા૦માં 'આવે' પદ નથી

૮ કા૦, મ૦મા આ લીટી ૪૬મી લીટી પછી છે ને ૫૫ લીટીના 'તમારુ' સ્થાને 'છોકરાનું' પાઠ છે ફા૦ ૧, ૨, ૩ તથા ગૂ૦નું સ્થાન છે તે આ છે, ને તે યોગ્ય છે ફા૦ ૩મા બેઉ સ્થાને તે આવે છે

૯ જુઓ ટીપ ૮મા કા૦, મ૦ 'હુ તે ધીરજ કઈ પેરે ધરું', .'.

૧૦ મ૦—'પોતિયુ' ૧૧ કા૦—'કરે છે'.

૧૨ ફા૦ ૧, ૩—'માથે ઊડે રાખોડીની ઘટા'. કા૦, મ૦માં 'રાખોડી' બદલે 'રક્ષાની' છે

બીજે ત્રીજે[1] કાંઈ પામો આહાર, તે મુજને દહે છે અંગાર.
હું તો દારિદ્ર-સમુદ્રમાં બૂડી, હેવાતણમાં એટેકી[2] ચૂડી;[3]
નહિ લલાટે દેવા કંકુ, આ[4] શરીર અન્ન વિના સૂકું.
હું[5] પૂછું લાગીને પગે, 'એવું દુઃખ સહીશું ક્યાં લગે?' ૬૨
તમે[6] દહાડી કહો છો ભરથાર, છે માધવ સાથે મિત્રાચાર.
જે રહે કલ્પવૃક્ષની તળે, તેને શી વસ્તુ નવ મળે?
જે જીવ જળમાં ક્રીડા કરે, તે પ્રાણી કેમ તરસે મરે?
જે પ્રગટ કરી સેવે હુતાશ, તેને શીત કેમ આવે પાસ? ૬૬
અમૃતપાન કીધું જે નરે, તે[7] જમકિંકરથી કેમ ડરે?
જેને સરસ્વતી જીભે વસી, તેને અધ્યયનની[8] ચિંતા કશી?
સદ્‌ગુરુનાં જેણે સેવ્યાં ચરણ, તેને શાનું માયાવરણ?
જેણે[9] જાહ્નવી સેવી સદા, તેને જન્મમરણની શી આપદા? ૭૦

---

૧ ફા૦ ૧, ૨—'બીજ ત્રીજ' 'કાંઈ' વધારાનું પદ ફા૦ ૧માં છે ફા૦ ૩—'દહે છે' બદલે 'બીકે છે'.

૨ કા૦—'એક જ'

૩ આ લીટી પછી મ૦, કા૦માં એક લીટી વધારે મળે છે, જે ફા૦ ૧, ૨, ૩ તથા ગૂ૦માં નથી 'સૌભાગ્યના નથી શણગાર, નહિ કાજળ નહિ ફીડિયા હાર' અર્થ માટે આ ઉમેરો જરૂરી પણ નથી લાગતો

૪ મ૦, કા૦—'અન્ન વિના શરીર રહ્યું સુકું'

૫. મ૦—'પૂછુ છુ', અને 'એવુ' બદલે 'એવડું' પાઠ છે કા૦—'હુ પૂછુ છુ લાગી પાય, આવુ દુખ ક્યા સુધી સહેવાય', ફા૦ ૧મા બીજુ ચરણ—'એવું દુખ સહીએ અવિરાયે' છે ને 'પગે' બદલે 'પાયે' છે

૬ ગૂ૦—'તમો કહ્યું'તુ એક વાર'.

૭. મ૦નો 'તે જમકિંકરનો બે કયમ ધરે' પાઠ 'તે' વગર, કા૦ ને ફા૦ ૨ માં મળે છે ફા૦ ૧માં 'કયમ'ની જગાએ 'કાં' છે ઉપર લીધેલો પાઠ ફા૦ ૩નો છે

૮ મ૦—'અધ્યયન', કા૦—'અધ્યાત્મ', ફા૦ ૩—'તેને કોઈ વસ્તુની ચિન્તા કશી'.

૯ કા૦, ફા૦ ૩—'જે જન સેવે ગંગાને સદા'

જેનું મન હરિ-ચરણે વસ્યું, તે પ્રાણીને પાતક[1] કશું?
જેને સ્નેહ શામળિયા સાથ, ન[2] ઘટે તેને ઘેર અનાથ.
છેલ્લી વિનતિ દાસી તણી, પ્રભુ, પધારો ભૂધર ભણી;
તે ચૌદ લોકનો છે મહારાજ; બ્રાહ્મણને ભીખતાં શી લાજ?" ૭૪

વલણ[3]

"લાજ ન કીજે, નાથજી, માધવ મનવાંછિત ફળ આપશે;
દીન[4] જાણી ત્રઠશે, પછે ભવની ભાવઠ ભાંગશે." ૭૬

## કડવું ૩

રાગ ગોડી[5]

જઈને જાચો જાદવરાય, ભાવઠ ભાંગશે રે;
હું તો કહું છું લાગી પાય, ભાવઠ ભાંગશે રે.
ધન નહિ જડે તો [6]ગોમતી-મજ્જન-[7]દર્શન-ફલ
નહિ જાય. ભાવઠ૦

---

૧ ફા૦ ૩—'પાછીત', ગૂ૦—'પ્રાછિત'

૨ મ૦—'તેને ઘર ન ઘટે અનાથ' ફા૦ ૨, ગૂ૦—'ન ઘટે તેના ઘરમાં અનાથ'.

૩ ફા૦ ૨માં વલણ છે જ નહિ, ફા૦ ૧, ૩મા તેને બદલે 'ઊથલો' શબ્દ વાપર્યો છે લીધેલો પાઠ ૧લા ચરણ સિવાય ફા૦ ૩નો છે, ત્યાં પહેલું ચરણ 'લાજ ન કરશો કંથજી' છે

૪ મ૦—'પ્રીરપાડૂપી કુઠાર આપી દરિદ્રનો દ્રુમ કાપશે', કા૦—'દીન જાણીને દયા આણી દરિદ્રના દ્રુમ કાપશેરે', ફા૦ ૧મા 'દરિદ્રનાં દ્રુમ કાપશે' મળે છે ગૂ૦—'પ્રીત જાણી પુરુષોત્તમજી, ભવના બંધન કાપશે'

૫ ફા૦ ૧—મારુ ગૂ૦, ફા૦ ૨, ૩—સામેરી કા૦, મ૦—ગોડી

૬ કા૦—'ગોમતીમાં જઈ'

૭ ફા૦ ૧—'હરિદર્શન-ફલ'

સુદામો કહે, વિપ્રને નથી માગતાં પ્રતિવાય;
પણ મિત્ર આગળ મામ[1] મૂકી જાચતાં જીવ જાય.
મામ ન મૂકીએ રે. ૮૦

પ્રેમદા કહે, પ્રભુજી, એ ચૌદ ભુવનનો રાજ;
શિર ઉપર છે શ્રીપતિ, તો માગતાં શી લાજ?[2] ભાવઠ૦

શું કહેવું પડશે કૃષ્ણને? અંતરજામી અજાણ?
ઘટ ઘટમાં વ્યાપી રહ્યો, પૂરણ પુરુષ પુરાણ. મામ[3]૦ ૮૪

ઉદર[4] કારણ નીચને ઘેર કીજે વીનતી પ્રણામ;
એ[5] સ્થાનક છે નમવા તણું, મામે વણુસે કામ. ભાવઠ૦

જાદવ સઘળા દેખતાં, કેમ[6] ઓઢું જમણો હાથ?
હું દુર્બળ[7] મિત્રનું રૂપ દેખી લાજે લક્ષ્મીનાથ. મામ૦ ૮૮

પ્રભુ,[8] પુરુષ તે ઉદ્યમી, જઈ કરે પોતાનું કાજ;
સ્વામી, બ્રાહ્મણકુલનું કર્મ છે, તો ભીખતાં શી લાજ?[9] ભાવઠ૦

---

૧. ફા૦ ૨—'મામ મૂકી' બદલે 'માહરો'.

૨ આ કડી ફા૦ ૨ પ્રતમાં જ મળે છે, જેમાં ત્રીજું ચરણ અસ્પષ્ટ છે. ('સીરહારશુ શ્રીએ યપી તાહા માગતા......) ફા૦ ૩ માં ૭૯–૮૨ લીટીઓ નથી, ૭૮મી પછી ૮૩મી લીટી તરત આવે છે ગૂ૦માં આ કડી છે તે પરથી ત્રીજું ચરણ લીધું છે અને ફા૦ ૨ના 'ત્યાં' બદલે 'તો' લીધો છે

૩ ફા૦ ૨—'ભાવઠ૦'

૪ કા૦, મ૦—'ઉદર કારણે નીચ કને જઈ કીજે વિનય પ્રણામ'. ફા૦ ૩ના 'કીજે વીનતી' બદલે 'કરીએ જઈ', એમ ફા૦ ૨મા છે

૫ કા૦, મ૦—'તો આ સ્થાનક છે મળવા તણું''

૬ ફા૦ ૧—'હું કેમ ધરું જમણો હાથ' ફા૦ ૩—'કેમ ધરું તે જમણો હાથ'.

૭ ફા૦ ૧—'દરિદ્ર'. ફા૦ ૩—'હું દુર્બલ મિત્રને દેખી'

૮. ફા૦ ૧—'પ્રભુજીને જે હો ધ્યાયે, કરે તેહના કાજ'.
ફા૦ ૩—'પ્રભુ પુરુષ તે ઉદ્યમ કરે જે કરે પોતાનું કાજ'.

૯ કા૦ તથા મ૦મા આની પછી નીચે આપેલી ચાર લીટી મળે છે તેમાંની

દશ માસ ગર્ભનિવાસ પ્રાણી, ત્યાં શો કરે ઉદ્યમ ?
એવું જાણી સંતોષ આણો, હરિ વિસારશે કેમ ? મામ૦ ૯૨

જાચવા[1] ન જઈએ ને પડી રહીએ, તો કેમ જીવે પરિવાર ?
એક વાર જાઓ જાચવા, નહીં કહું બીજી વાર. ભાવઠ૦[2]

જોડવા પાણિ, દીન વાણી, થાયે વદન પીળું વર્ણ;
એ[3] ચિહ્ન સૌ જાચક તણાં; માગ્યાપેં રૂડું મરણ. મામ૦ ૯૬

પ્રથમ ત્રણનો ભાવ તો સ્વીકારેલા પાઠમા આવી જાય છે —૧લી લીટી માટે ૮૩મી લીટી જુઓ, 'શુ કહેતુ પડશે કૃષ્ણને ? અંતરજામી અજાણ ?' બીજી ત્રીજી માટે ૬૧–૨ બે લીટી જુઓ ચોથી લીટી માટે જૂની ત્રણે પ્રતોમા એકેનો આધાર નથી વળી આ જ ચારે લીટીઓ મ૦, કા૦ આ કડવાને છેડે ફરી આપે છે. એટલે તે ગોટાળો ફા૦ પ્રતોથી શુદ્ધ થાય છે આ લીટીઓ વિષે ગૂ૦, ફા૦ સમાન છે પ્રસ્તુત લીટીઓ આમ છે —

અતરજામી અજાણ નથી રે, સ્ત્રી તમને કહુ વારવાર,
દશ માસ ગર્ભવાસ પ્રાણીની રક્ષા કરે મોરાર મામ૦
શો ઉદ્યમ કરીએ એવુ જાણી, સંતોષ આણીએ મંન,
સુખ લીધામાં હરિ વીસરે, ભાવ થાય આપણો ભિન્ન મામ૦

૧ ફા ૧—'ઉદ્યમ અરથ નવ જોઈએ, તો ..'.

૨ આ લીટી પછી નીચેની બે લીટી કા૦, મ૦મા મળે છે —

મ૦મા—રાજા થકા બિભીષણે જઈ જાચ્યા શ્રીજગદીશ,
અખંડ પદવી પામિયા, ધર્યું મેઘાડંબર શીશ ભાવઠ૦

કા૦માં—રાજા થઈ વિભીષણ જાચ્યા, મહા વીર ધીર જગદીશ,
પ્રભુ સામાં પગલા ભરે તો, ટળે દારિદ્રય ને રીસ ભાવઠ૦

ફા૦ ૧, ૩માં તે ભાવની લીટીઓ પછીથી મળે છે, ને ત્યા બરોબર બેસે છે જુઓ લીટી ૯૭–૮ તથા તેની ટીપ ૨

૩ 'સૌ જાચક' બદલે ફા૦ ૧—'જાચક જન', ફા૦ ૩, કા૦ અને મ૦—'છે જાચક'. ફા૦ ૨ તથા ગૂ૦મા 'રૂડુ' બદલે 'ભલુ' છે.

રાજા[1] થકા ધ્રુવ વિભીષણ, જઈ જાચ્યા શ્રીજગદીશ;
અખંડ પદવી તેને આપી, પ્રહ્‌લાદ ને અંબરીષ. ભાવઠ૦
જગતના મનની વાર્તા[2] જાણે અંતરજામી રામ;
અહીં બેઠાં નવનિધ આપશે, તહીં ગયાનું શું કામ?
મામ૦ ૧૦૦
તમો જ્ઞાની, ત્યાગી,[3] વૈરાગી, છો પંડિત, ગુણભંડાર;
હું[4] જુગતે જીવું કેમ કરી? નીચ નારીનો અવતાર. ભાવઠ૦

વલણ

અવતાર સ્ત્રીનો અધમ[5] છે, કહી ઋષિપત્ની આંસુ ભરે;
દુઃખ[6] પામી જાણી પ્રેમદા, પછે સુદામોજી ઊચરે. ૧૦૪

## કડવું ૪

રાગ રામગ્રીવ

પછે સુદામોજી બોલિયા, સુણ સુંદરી રે;[8]
હું કહું તે સાચું[9] માન; ઘેલી કોણે કરી રે!

---

૧. ફા૦ ૨માં ૯૭થી ૧૦૦ લીટીઓ મળતી જ નથી ફા૦ ૩નો પાઠ ઉપર છે જેનું સમર્થન મ૦એ જોયેલી એક પ્રતમાં મળે છે ફા૦ ૧માં ૯૭–૮ નીચે મુજબ છે
'રાજ થતાં જે વિભીષણ જાએ શ્રી જુગદીશ,
અખંડ પદવી પામિયા ને છત્ર ધરિયું શીશ—' ભાવઠ૦

૨. ફા૦ ૨—'વાત'.

૩ ફા૦ ૧—'અતિ'.

૪. ફા૦ ૧—'હુંપુરુષને કેમ કરી નારીનો અવતાર' (અસ્પષ્ટ પાઠ છે).

૫. ફા૦ ૧—'. . અધમ કહીએ, ઋષિપત્ની . . .'.

૬. ફા૦ ૨, ગૂ૦—'એક વાર પ્રભુજી પધારો, એમ દીન થઈ વીનતી કરે'.

૭. ફા૦ ૨, ગૂ૦—'...ની ચાલ નાની'.

૮. ફા૦ ૧, ૨, ૩માં 'રે' બધે નથી.

૯. ફા૦ ૨, ગૂ૦—'શિખામણ માન'. ફા૦ ૩—'શિખામણ'. મ૦—શીખ'.

જે નિર્મ્યું છે[1] તે પામીએ, સુણ સુંદરી રે,
વિધિએ લખી વૃદ્ધિ હાણ, ઘેલી કોણે કરી રે!
સુકૃત દુકૃત બે મિત્ર છે, સુણ સુંદરી રે,
જાય[2] પ્રાણ આત્માને સાથ, ઘેલી કોણે કરી રે!
દીધા વિના કેમ[3] પામીએ? સુણ સુંદરી રે,
નથી આપ્યુ જમણે હાથ, ઘેલી કોણે કરી રે!
જો ખડધાન ખેડી[4] વાવીએ, સુણ સુંદરી રે,
તો ક્યાંથી જમીએ શાળ? ઘેલી કોણે કરી રે!
જળ વહી ગયે શી શોચના, સુણ સુંદરી રે,
જો પ્રથમ ન બાંધી પાળ? ઘેલી કોણે કરી રે!
એકાદશી વ્રત કીધા નથી, સુણ સુંદરી રે,
ન[5] કીધા તીરથ અપવાસ, ઘેલી કોણે કરી રે!
પિતૃતર્પણ[6] કીધા નથી, સુણ સુંદરી રે,
નહી ગાયોને[7] ગોગ્રાસ, ઘેલી કોણે કરી રે!
બ્રહ્મભોજન કીધા નહિ, સુણ સુંદરી રે,
નહિ કીધા હોમહવન, ઘેલી કોણે કરી રે!

---

૧ ફા૦ ૩—'હોય'

૨ ફા૦ ૨મા ૧૧૦–૧ બ લીટી નથી નકલમાં રહી ગઈ મન ય કા૦મા ૧૦૯–૧૦ નથી મ૦ ગૂ૦— તે જાય આત્માને સાથ

૩ ફા૦ ૩—'નવ' ગૂ૦— આપ્યા વિના ક્યાંથી '

૪ ફા૦ ૩મા આ પદ નથી કા૦— જ'

૫ ફા૦ ૨— નથી ફા૦ ૩— નહિ

૬ ફા૦ ૧મા૧૧૯–૨૦ બે લીટી નથી ફા૦ ૩નો પદ આવો છે —'પિત્રી તરપત કીધા નહીં નહીં ગવાનેક પામી ગાય' કા૦ મ૦—'અગ્નિ તૃપત નહિ શ્વાન વાયસ ગોગ્રાસ '

૭ ગૂ૦—'વારા ને'

વલણ -

તતખેવ ત્રિકમ છેદશે, દારિદ્ર કેરાં[1] ઝાડ રે;
પ્રભુ[2], પધારો દ્વારકા, હું[3] માનું તમારો પાડ રે. ૧૫૪

## કડવું ૫

રાગ રામગ્રી

કહે શુક[4] જોગી, સાભળો રાયજી, ફરી ફરી પ્રેમદા લાગે પાયજી,
વિપ્ર[5] સુદામો આપ વિચારેજી, નિશ્ચે જાચવા જવું પડે* મારેજી,

ઢાળ[6]

જવું પડે* મુજને સર્વથા, ઘણું રુએ અબળા રાક;
અન્ન વિના બાળક[7] ટળવળે,[8] તો વામાનો[9] શો વાંક ? ૧૫૮
પત્ની પ્રત્યે કહે સુદામો, "તમો[10] જીત્યાં, હાર્યો હુય,
કહો ભામિની, ભગવંતને જઈ ભેટ મેલુ[11] શુય ?
કાકા કહીને નિકટ આવે કૃષ્ણ-સુત-સમુદાય;
તે ખાવું માગે, મુને વજ્ર[12] લાગે, તે[13] મૂકું શુ કરમાંય ?" ૧૬૨

---

૧ ક્રા૦ ૧—' કેરુ મુલ રે' ૨ ક્રા૦ ૧, મ૦—'પ્રાણનાથ'
૩ ક્રા૦ ૧—'પાવન થાયે કુલ રે'
૪ ક્રા૦ ૨, મ૦—'ગર્ભ-જોગી', ક્રા૦ ૧—'ભગત જોગી'
૫ ક્રા૦ ૨—'ઋષિ'
* ક્રા૦ ૧, ૨, ૩—'જાઉ પડૂ-ડળી' એમ ભગે છે, તેને 'પડે' કર્યું છે
કા૦, મ૦—'જાવું પડશે' લીટી ૧૫૭મા 'જવું' બદલે ક્રા૦ ૩માં 'જાચવુ' છે
૬ ક્રા૦ ૧, ૨, ૩—'વલણ' ૭ ક્રા૦ ૧—' અર્ભક'
૮ ક્રા૦ ૨—'વલવલે'
૯ ક્રા૦ ૨—'અબળાનો', ગૂ૦—'સામાનો'—શ્યામાનો
૧૦ કા૦—'તુ સાંભળ મારી વાત' ૧૧ ક્રા૦ ૨—'આપશુ', ક્રા૦ ૩—'અપુ'
૧૨ ક્રા૦ ૩—'વાગે', કા૦—'ખાવા માગે મુજ કને'
૧૩ ક્રા૦ ૨ ૩, ગૂ૦—'શી વસ્તુ મૂકું કર માહિ', કા૦—'ત્યારે શુ મેલુ કરમાંય'

સુણી હરખ પામી પ્રેમદા, ગઈ પડોશણની પાસ;
"બાઈ, આજ કાજ[1] કરો મારું, તો હું મૂલે લીધી દાસ.
દ્વારામતી મમ[2] પતિ પધારે[3], જાચવા જદુરાય;
અમો દુગણું[4] કરીનેવાળશું[5], કાંઈ ઉછીનું આપો, માય."
તે પડોશણને દયા આવી[6] જે, દુર્બળ આવી માગવા;
સૂપડું ભરીને ઋષિપત્નીને તેણીએ આપ્યા કાંગવા.
ઓખણા[7] માંહે ઘણું ઓખણી, માંહ્યથી કાઢ્યા બીજ;
તગતગતા તાંદુલ દેખીને, ઋષિજી પામ્યા રીઝ.

મારગમાં છોવાય નહિ, છે ત્રિકમના' તાંદુલ;
લઈ જવા જુગતે[8] કરી, નહિ બાંધવા પટકૂલ.
ઉપરાઉપરી બંધન કીધાં, ચીંથરાં દસ–વીસ;
રત્નની પેરે જત્ન કીધું, જેમ[9] છોડતાં ચડે રીસ,

ઋષિ સુદામાને કહે બાળક, કરી[10] રોતાં મુખ,
"પિતાજી, એવું લાવજો, જેણે[11] જાય અમારી ભૂખ."
એવાં દીન વાયેક સાંભળી, મુનિએ મૂક્યો નિઃશ્વાસ;
સુદામો કહે પુત્રને, "પરિબ્રહ્મ પૂરશે[12] આશ."

---

૧ પ્રત ૧—'કામ'
૨ પ્રત ૨—'અમ'
૩ પ્રત ૧—'જાયે'
૪ પ્રત ૨—'ત્રિગુણ'
૫ પ્રત ૨, ૩, ગૂ૦—'આપશું'
૬ પ્રત ૧, ૩—'થઈ'
૭ પ્રત ૨—'ખાડણામા ઘણા ખાંડિયા, માહેથી કાઢી બીજ',
પ્રત ૩—'ઊખલ માહા ઓખણ્યા, તે માહાંથા કાઢ્યા બીજ'
૮ પ્રત ૩—'જુગત ઘણી', અને પ્રત ૨ મા 'ઘણી' પદ નથી, અને પ્રત ૧મા ૧૭૧–૨ બેઉ લીટી જ નથી
૯ પ્રત ૨—'જે'
૧૦ પ્રત ૧—'ફરી ફરી જુએ મુખ'
૧૧ પ્રત ૧—'જેમ લાગે', ગૂ૦—'જે જાય ભવની . .'
૧૨ પ્રત ૧—'પૂરે'

ઋષિ સુદામો સાંચર્યા, વોળાવી વળ્યો પરિવાર,
ત્યાગી વેરાગી વિપ્રને છે ભક્તનો શણગાર.
ભાલે તિલક ને માલા કંઠે, રામ[1] ભણતો જાય,
મૂછ–કૂછનું[2] જાળ વાધ્યુ, કર્દમ દીસે કાય ૧૮૨
પવનના જોરથી[3] ભસ્મ ઊડે, જાણે[4] ધુમ્ર કોટાકોટ;
થાયે કટક ફટક ખાસડા, ઊડે[5] ધૂળના ગોટેગોટ *
ઉપાન રેણુએ આભ છાયો, શું[6] સૈન્ય મોટુ જાય?
પથિક મારગ જે મલે, તે જોઈ વિસ્મય થાય. ૧૮૬
તૈલાભ્યંગ[7] સ્વપ્ને નહી, છે રૂખ ઋષિનુ ગાત્ર,
એક હસ્તે ગ્રહી જયેષ્ટિકા, નેં એક કરે તુંબીપાત્ર.[8]

---

૧ ફા૦ ૨, ૩ કા૦—'રસનાએ', મ૦—'મુખ નામ '

૨ ફા૦ ૧—' મૂછની જાળા વાધી'

૩ ગૂ૦—'પવન પ્રહારથી , ફા૦ ૩—'પવન ઝપાટાથી', મ૦—'પવન જટા માહિથી ભસ્મ ઉડાડી, ધૂમ કોટાનકોટ'

૪ ફા૦ ૧—'ધૂમનો ગડગોડ', કા૦—'ધૂમ ગોટાગોટ'

૫ ફા૦ ૧—'ઊડે ધૂલનાં ધમધોરા' ફા૦ ૨—'ઊડે ધૂળ ધૂમકોટ', ' ગૂ૦—'ઊડે ધૂળના ધૂમકોટ', ફા૦ ૩—'ઊડે ધૂળના ધૂળગોટ', મ૦—' ગોટેગોટ'

* કા૦માં ૧૮૪–૫ લીટીઓ બદલે આમ છે

'ઉપાન રેણુએ અભ્ર છાયે, જોજન કોટાનકોટ,
ધસમસે ને ધાય મુનિવર મુખે શ્વાસ ન માય'

પછી ૧૮૬ને મળતી 'જે મારગમાં સામું મળે તે દેખી વિસ્મય થાય,' એ લીટી છે ફા૦, ગૂ૦, મ૦મા 'ધસમસે 'એ નવી લીટી ક્યાય મળતી નથી, ને અર્થ-પ્રવાહમાં જરૂરી પણ નથી લાગતી

૬ ગૂ૦—'જાણે'

૭ મ૦—'તેલ અંગે ', કા૦—' સ્વપ્ને ન ધરઈ, . '

૮ ફા૦ ૧, ૨ માં ૧૮૭–૮ એ બે લીટીઓ નથી

૨ કૌપીન જીરણુ વસ્ત્રનું, વનફૂલ છે[1] પરિધાન;
ભાયેગ[2]-ભાનુ ઉદય થયો, કરશે[3] કૃષ્ણજી આપ-સમાન. ૧૯૦

વલણ[4]

આપ-સમાન કરશે કૃષ્ણજી, શુક કહે, સુણુ નરપતિ;
થોડે સમેમાં[5] ઋષિજી આવ્યા પુરી[6] દ્વારામતી. ૧૯૨

## કડવું ૬

રાગ સારંગ*

શુકજી[7] કહે, સાંભળ ભૂપતિ, સુદામે દીઠી દ્વારામતી;
કનક-કોટ ઝલકારા[8] કરે, માણેક રત્ન જડયાં કાંગરે.
બહુ[9] કોઠાર કોશીસાં પરમ, જોવા સરખું વિશ્વકર્માનું કર્મ;
દુર્ગે-ધજા ઘણી ફરફરે, દુંદુભી[10] ઢોલ ઘણાં ગડગડે. ૧૯૬

---

૧. ફા૦ ૧, મ૦'— કીધુ''.
૨. ફા૦ ૧—'ભાયેગનો ઉદે . ' ફા૦ ૩માં શરૂમા 'પણ' વધારે છે
૩. ફા૦ ૩—'કરે કૃષ્ણ આપ સમાન'; કા૦—'હરિ કરશે આપ સમાન.'
૪ ફા૦ ૧—'ઊથલો', તે આમ છે
'આપ સમાન કરશે કૃષ્ણજી, આવ્યા પુરી દ્વારામતી;
ઋષિ મન ઊલટ ઘણો, એ દર્શન હવાં કમલાપતિ'
૫ ફા૦ ૨—'સમે તાહા'; કા૦—'શ્રમે', ગૂ૦—'દહાડે'
૬. ગૂ૦—'જયા ઉત્તમ પુર દ્વારામતી'.
* ફા૦ ૨, ૩—'રાગ સારંગની ચાલ ટૂંકડી'
૭ ફા૦ ૨—'કહે શુકજી સાંભળ વીનતી, સુદામાની નિર્મલ મતિ'
૮. ફા૦ ૨—'ચલકારવ' ગૂ૦, મ૦, કા૦—'ચળકારા'
૯ ફા૦ ૧માં આ લીટી નથી. ફા૦ ૨માં 'કોઠાર' જગાએ 'કોટા' (કોઠા છે મ૦, કા૦—'કોઠા કોશીસાં શોભે પરમ, જેવું વિશ્વકર્માનું કર્મ.'
૧૦ ફા૦ ૧—'દુંદુભિનાદ દ્વારે ગડગડે' મ૦, કા૦માં 'ઘણાં' જગાએ 'ત્યાં'

સુદર્શન[1] ફરતું સૂસવે, ગંભીર નાદ સાગર ધૂધવે;
કલ્લોલ[2] ગોમતી-સંગમ થાય, ચતુર્વર્ણ ત્યાં આવી નાહ્ય.
પરમ ગતિ પ્રાણી પામે [3]ઘણા, નથી મુક્તપુરીમાં મણા;
ત્યાં ઋષિ સુદામે કીધું સ્નાન, પછે પુરમાં પેઠા ભગવાન. ૨૦૦

નગર-લોક બહુ[4] જોવા મળે, ખીજવે બાળક પૂઠે પળે;
જાદવ સ્ત્રી તાળી દઈ હસે, 'ધન્ય ગામ જ્યાં આ[5] નર વસે;
કીધાં[6] હશે પૂન વ્રત અપાર, તે સ્ત્રી પામી હશે આ ભરથાર'.
કો કહે ઇંદ્ર, કો કહે કામ, એને રૂપે હાર્યા કેશવ-રામ; ૨૦૪
પતિવ્રતાનાં[7] મોહશે મન,— એમ સ્ત્રીઓ બોલે વ્યંગ-વચન.
કો કહે, હાઉ આવ્યો વિકરાળ, દેખાડો રોતાં રહેશે બાળ.
અનેક ચેષ્ટા પૂઠે થાય, સાંભળી ઋષિજી હસતા જાય.
પૂઠે[8] કાંકરા બાળક નાંખે, ઋષિ રામકૃષ્ણ વાણી ભાખે; ૨૦૮

---

૧. આ લીટીના પાઠ અનેક મળે છે.—ફ.૦ ૨—'સુદર્શન ફરતુ ત્યાં સોહે, ગંભીર નાદ સાગર મધ હોયે', ફા૦ ૩માં 'સાગર મધ' બદલે 'સાગરના' છે; કા૦માં 'મધ હોયે' બદલે 'મન મોહે' છે

ફા૦ ૧—'સુદર્શન કર પ્રભુને સોહે, ગંભીર નાદ સાગર ધૂધવે'—માં પ્રાસ ભંગ છે, તે બે સ્પષ્ટ પાઠોનો સંકર કદાચ હોય. ગૂ૦—'સુદર્શન ફરેતુ સૂસવે, ગંભીર નાદ સાગર ધૂધવે', અને મ૦માં પ્રારંભમાં 'ત્યાં' વધારે છે

૨. ફા૦ ૨—'ત્યાં ગોમતી સાગર સંગમ થાય' કા૦—'ત્યાં તો ગોમતી સંગમ થાય' ગૂ૦—'ત્યાં કલોલ . . .'

૩. ફા૦૧—'. . . શોઆ, વૈકુંઠવાસ નિવાસી હોયે' મ૦, કા૦—'મુક્તિપુરી'

૪ ફા૦ ૨, ૩, ગૂ૦—'સહુ' મ૦, કા૦—'રૂપ જોઈ જોવા સૌ મળે'

૫ ફા૦ ૩—'આવા'

૬ મ૦, કા૦—'કીધાં હશે વ્રત તપ અપાર . . '. ફા૦ ૧, ૨—'. . . . તે સ્ત્રી પામી એ ભરથાર.'

૭ ફા૦ ૨—'સ્ત્રીઓ' બદલે 'ત્રિયા' ફા૦ ૩—'એ પતિવ્રતા વિમાસે મન, એ સ્ત્રી બોલે વ્યંગ વચન'

૮. ફા૦ ૧—'પૂઠે બાળક કરે પ્રહાર, ઋષિ સમરે શ્રીમોરાર.'

પાડે [1]તાળી, વજાડે [2]ગાલ, [3]આંતરી વળે ઉછંકલ બાલ;
કો વૃદ્ધ જાદવે દીઠા ઋષિ, સાધુની ચેષ્ટા[4] ઓળખી. ૨૧૦
તેણે[5] બાળક સૌ મેલ્યાં હાંકી, પૂછ્યા સમાચાર ઊભા રાખી:
'કૃપાનાથ[6], ક્યાંથી આવિયા? આ પુરમાં[7] કેમ કીધી મયા?'
પ્રતિ-ઉત્તર[8] બોલ્યા ઋષિજન, 'મુજને હરિ-દર્શનનું મન'.
તે જાદવે કીધો ઉપકાર, દેખાડી દીધું રાજદ્વાર.[9] ૨૧૪

હરિ-મંદિર આવ્યા ઋષિરાય, રહ્યા ઊભા, નવ ચાલે પાય;
છે દ્વારપાલ દિગ્પાલ સમાન, ધામ[10] જ્યોત શું દ્વાદશ ભાણ! ૨૧૬
શોભે હાટ ચૌટાં ને ચોક, રાજે[11] છજાં, જરૂખા, ગોખ, '
જાળી, અટાળી, મેડી; માળ, જડિત[12] કઠોરા ઝાકઝમાળ;

---

૧ ફ્રા૦ ૨, ૩, ગૂ૦—'ચીસ' ૨ ફ્રા૦ ૨, ૩—'તાલ'

૩ મ૦—'આતરી વળે ઉંછકળ બાળ' કા૦—'પૂઠે ફરી વળ્યાં નાનાં બાળ' ફ્રા૦ ૨, ૩—'અતરાઈ વને ઉછકલા (ફ્રા૦ ૩ ઉછંક) બાલ ગૂ૦માં 'છોકળાં' છે ને મ૦ એક પ્રતમાં 'ઉછાછળાં' મળેલું નોધે છે

૪ ફ્રા૦ ૨, ૩—'દૃષ્ટ તેણે'

૫ ફ્રા૦ ૧મા આ લીટી નથી ફ્રા૦ ૨મા બીજુ ચરણ—'પછે સમાચાર પૂછે ઊભા રાખી' અને ગૂ૦ માં 'પૂછ્યા' બદલે 'પૂછે', ફ્રા૦ ૩માં 'પૂછ્યો' છે

૬ ફ્રા૦ ૧, મ૦મા 'કહો' પદ વધુ છે

૭ ફ્રા૦ ૨, ૩, કા૦—'પુરને' ૮ ફ્રા૦ ૨, ૩—'પ્રતિવચન'

૯ ફ્રા૦ ૧'—રાજદ્વાર' ફ્રા૦ ૧મા આ પછીની (૨૧૫-૬) બે લીટીઓ નથી

૧૦ ફ્રા૦ ૨, ૩માં આ ચરણ જરા અસ્પષ્ટ છે પણ તે પરથી મ૦નો પાઠ સિદ્ધ થાય છે, જે લીધો છે ગૂ૦—'ધામ જોતાં છે સુંદર ભાણ'

૧૧ કા૦, મ૦—'છજા જરૂખા બારી ગોખ' ફ્રા૦ ૩—'છજા જરૂખા ને વળી ગોખ' ફ્રા૦ ૨—'બિરાજિત છે છજા ને ગોખ'

૧૨ ફ્રા૦ ૧મા પહેલુ ચરણ નથી ફ્રા૦ ૩માં બીજું ચરણ—'ભલા ભવન કહીએ વિશાળ' ફ્રા૦ ૨માં 'કઠોના' બદલે 'હીરા' છે

ઝળકે કામ ત્યાં[1] મીનાકારી, અમરાપુરી નાખું ઓવારી.[2]
સભા માંહે સ્ફટિકના સ્તંભ, ત્યાં થઈ રહ્યો છે નાટારંભ.[3] ૨૨૦
મૃદંગ ઉપંગ મધુરી તાલ, ગુણીજન ગાયે ગીત રસાળ;
ઝમક[4] ઝમક ઘુઘરડી થાય, તે સુદામોજી જોતા જાય.
સુવર્ણ-કલશ[5] પતાકા બિરાજે, ઝ ઘડ ઝ ઘડ દુંદુભી વાજે.
વાજે[6] શરણાઈ, ભેર, નફેરી, આનંદ ઓચ્છવ શેરીએ શેરી. ૨૨૪
હરતા[7] ફરતા હીંસે ઘોડા, બાંધ્યા હેમ તણા અછોડા;
પુરમાં ડોલે મકના મદગળ, લંગર[8] પાયે સોનાની સાંકળ.
હેમ-કલશ ભરી લાવે[9] પાણી, તે દાસી જાણે ઇંદ્રાણી.
છપ્પન કોટ[10] જાદવની સભા, નવ રાખે દાનવની પ્રભા; ૨૨૮
ઉત્તમ[11] જોધ ઊભા પ્રતિહાર, સાચવે શામળિયાનુ દ્વાર.

---

૧ ફા૦ ૧—'જે' ફા૦ ૨—'તે'

૨ ફા૦ ૧—'ઉતારી' મ૦—'શું નાખી ઉતારી'

૩ ફા૦ ૨—'નાટારંગ'

૪ ફા૦ ૧—'ઝમક ધમક . . .' ગૂ૦—'રમકઝમક ઘૂઘરી થાય' મ૦—'રમક ઝમક ત્યાં ઘૂઘરી થાય'

૫ મ૦, કા૦—'ધજા પતાકા કલશ . . .' ફા૦ ૨, ૩—'ઝગડ' કહે છે, ત્યાં મ૦, કા૦ 'ઝાગડ' કહે છે ફા૦ ૧ મા આ લીટી જ નથી

૬ ફા૦ ૨, ૩—'બોલે શરણાઈ ને ભેરી (નફેરી), ફા૦ ૧—'નફેરી' બદલે 'નફેર' અને બીજું ચરણ—'આનંદ ઓચ્છવ ત્યા ઘેર ઘેર' એમ છે

૭ ફા૦ ૧—'વાજી અસુવખ દીસે ઘણા, બાધ્યા અછોડા હેમ જ તણા' ફા૦ ૨—'હીંસે' બદલે 'હીંડે' છે

૮ ફા૦ ૧—'લગર પાયે સોને સાંકળાં' મ૦—'ઊભા ઝૂરે મકના મદગળા, લગર પાયે સોના સાંકળા' ફા૦ ૩—'લાગી . ' કા૦—'ડોલે મદગળતા માતંગ, ગજશાળાનો નવલો રંગ'

૯ ફા૦ ૧—'વારે', ને તેના પ્રાસમા છેડે 'ઇંદ્રનાર' છે

૧૦ ફા૦ ૨, ૩—'ક્રોડ'

૧૧ ફા૦ ૩, કા૦—'અનેક' ગૂ૦, ફા૦ ૨, મ૦—'અયુત'

ત્યાં સુદામોજી ફેરા ફરે, સંકલ્પવિકલ્પ અતિ મનેમાં કરે:-
ગહન દીસે ભાઈ, કર્મની ગતિ, એક ગુરુના અમો[1] વિદ્યારથ
એ થઈ બેઠા પૃથ્વીપતિ, મારા ઘરમાં ખાવા નથી! ૨૩
રમાડતો[2] ગોકુલ માંકડાં, અમો ગુરુને ઘેર લાવ્યા લાકડાં;
તે બેસે[3] સિંહાસન ચડી, મારે[4] તુંબી ને લાકડી!

વળી ઋષિને આવ્યુ જ્ઞાન, 'હું અલ્પ જીવ, એ સ્વયં[5] ભગવાન;
જો એક વાર પામું દર્શન, જાણું[6] હું પામ્યો ઇંદ્રાસન.' ૨૩૬

છે વિવેકી હરિના પ્રતિહાર, પૂછે[7] સુદામાને સમાચાર:—
'કહો માનુભાવ, કેમ કરુણા કરી?' તવ સુદામે વાણી ઓચરી:—
'હું દુર્બળ બ્રાહ્મણનો અવતાર, છે માધવ સાથે મિત્રાચાર;
જઈ પ્રભુને મારો[8] કહો પ્રણામ, આવ્યો છે વિપ્ર સુદામો નામ.'

વલણ

નામ સુદામો જઈ કહો, ગયો ઘરમાં પ્રતિહાર રે;
એક દાસી સાથે કહાવિયો, શ્રીકૃષ્ણને સમાચાર રે. ૨૪૨

---

૧ ફા૦ ૧માં પછી 'એ' પદ છે

૨ ફા૦ ૨, ૩—'એ રમાડે (રમાડનો) નાનાં માંકડા, અમો (એક) ગુરુને ઘેર લાવ્યા લાકડા' મ૦, કા૦મા 'લાવ્યા' બદલે 'લાવતો' છે.

૩ ગૂ૦, ફા૦ ૨—'બેઠો.' ફા૦ ૩—'. . આજ બેઠો'

૪ ફા૦ ૧—'અમારે'

૫ ફા૦ ૨—'સત.' ગૂ૦—'શ્રી' ૬ ફા૦ ૨, ૩—'તો'

૭ ફા૦ ૩—'પૂછ્યો' મ૦, કા૦—'પૂછ્યા'

૮ ફા૦ ૨—'કહો મારો' ફા૦ ૩—'કહેજો મારો'

## કડવું ૯

રાગ મારુ*

સૂતા સેજે[1] શ્રી અવિનાશ રે, આઠ પટરાણી છે પાસ રે;
રુકિમણી તળાંસે[2] પાય રે, શ્રી[3] વૃંદા ઢોળે વાય રે.
ધર્યું દર્પણ ભદ્રાવતી[4] નારી રે, જાંબુવતીએ ગ્રહી જલ-ઝારી રે.
યક્ષકર્દમ સત્યા સેવે[5] રે, કાલિંદી તે અગર ઉસેવે રે. ૨૪૬
લક્ષ્મણા તાંબુલ લાવે રે, સત્યભામા બીડી ખવડાવે રે;
હરિ પોઢ્યા હીંડોળાખાટ રે, પાસે પટરાણી છે આઠ રે.
બીજી સોળ સહસ્ર શત[6] શ્યામા રે, કો હંસગતિ ગજગામા રે;
મૃગનયની કોઈ[7] ચકોરી રે, કો શામલડી કો ગોરી[8] રે; ૨૫૦
કો મુગ્ધા બાલકિશોરી રે, કો[9] છેલછબીલી છોરી રે;

---

* ફા૦ ૨, ૩, ગૂ૦—'રાગ મારુની ચાલ નાની'

૧. ફા૦ ૧, ૩—'રોજએ.'   ૨. ફા૦ ૩—'ઓળાંસે'

૩. ફા૦ ૧—'મિત્ર'   ૪. ફા૦ ૨, મ૦, કા૦, ગૂ૦—'ભદ્રા.'

૫ ફા૦ ૨, ૩માં 'સેખે' એમ પદ મળે છે તેમ જ 'ઉસેવે' બદલે 'ઉખેવે' 'ઉવેખે' મળે છે. એ બે પદ સ્પષ્ટ ન થવાથી મ૦, કા૦ના પાઠ ઉપર મૂક્યા છે. ફા૦ ૧ મા આ લીટી જ નથી 'સેખે' તે 'સેચે-સિંચે' હશે? ને 'ઉવેખવું = ઉખેડવુ' લઈએ તો 'સેખે-ઉવેખે' પાઠ ચાલે.

૬ ફા૦ ૧, ગૂ૦—'છે.'

૭ મ૦—'કો એક . . .'. કા૦—'ને ચંદ્રચકોરી'   ૮ ફા૦ ૩—'છોરી.'

૯ ફા૦ ૩ માં આ આખી લીટી જ નથી. બીજે બધે તેનું પહેલુ ચરણ મળે છે; બીજામાં અનેક ભેદ છે લીધેલો પાઠ ફા૦ ૧ નો 'કો શ્યામ છબીલી . . .' હતો, તે ગૂ૦ પરથી '. . . છેલછબીલી . .' લીધો છે

ફા૦ ૨ માં આ ચરણ બદલે આડુંઅવળું પડેલુ જે પ્રાસ પરથી પકડાય છે તે આવું છે—'કો કાલી ને સ્વર મધુરી રે'

મ૦, કા૦ માં આ ચરણ જ નથી. બદલે પછીની લીટીનું પહેલું ચરણ છે; અને તેનું બીજું ચરણ તે ૨૫૨ લીટીનું પહેલુ છે, ને તેનું ખરુ બીજું ચરણ આવું છે, જે ત્રણે ફા૦માં મળતુ નથી'—'કોટે, હાર કંચુકી કોરી રે'

ખળકાવે. કંકણ મોરી રે, ચપલાક્ષી લે ચીત ચોરી રે;[1]
હરિ[2] આગળ રહી ગુણ ગાતી રે, વસ્ત્ર બિરાજે નાના ભાતી રે,
ચગ મૃદગ ઉપગ ગાજે રે, શ્રીમ ડળ વીણા વાજે[3] રે. ૨૫૪
ગાંધર્વી કલા કો કરતી રે, ફટકે[4] અંબર ઘમ્મર[5] ફરતી રે;
ચતુરા નવ ચૂકે ચાલ[6] રે, હીંડે[7] મર્મે જેમ મરાલ રે;
મેનકા[8] ઉર્વશીની જોડ રે;— તેથી રીઝચા શ્રી રણછોડ રે.
એમ થઈ રહ્યો થેઈ થેઈકાર રે, રસમગ્ન[9] છે વિશ્વાધાર રે; ૨૫૮

---

૧ ૨૫૨ મી લીટી પછી મ૦ મા નીચેની લીટી મળે છે —

'કોઈ ચતુરા ધરતી હાથ રે, તેથી રીઝે વૈકુંઠનાથ રે'

કા૦ મા 'કોઈ ચતુરા સગિત નાચે રે, કોઈ રીઝવે ને ઘણ રાચે રે'— એમ છે પછી બેઉમાં સરખી એક લીટી વધારે છે —

'એક બીજાને વાત વાસે રે, સરખાસરખી ઊભી પાસે રે'

ફા૦ પ્રતોમા આ બીજી લીટી તો મળતી જ નથી ઉપરની લીટીનુ ૧ લું ચરણ ફા૦ ૨ મા 'કો ચતુરા સગત નાચે' મળે છે, પણ બીજાનો પત્તો નથી લાગતો ફા૦ ૩ મા તે લીટી આમ છે —'મ ચતુરા સગત નાચે રે, સે ત્યાં રીઝવી સગમ જાચે રે' આથી અર્થવૃદ્ધિ ખાસ નથી, એટલે તેને પાઠમા મૂકી નથી

૨ ફા૦ ૩ મા ૨૫૩–૪ બે લીટીઓ નથી, ગૂ૦ મા પણ એ બે મળતી નથી

૩ ફા૦ ૧ —'વજાડે'

૪ ગૂ૦—'લટકે' કા૦—'શુભ વાચક મુખ ઊચરતી રે' મ૦—'કોઈ વાકે અબોડે ફરતી રે' (મ૦ ટીપમા ઉપરનો સ્વીકારેલો પાઠ એક પ્રતમાં મળેલો નોંધે છે)

૫ ફા૦ ૨—'ઘૂમર'

૬ ફા૦ ૨—'તાલ' કા૦, મ૦—'તાળી'

૭ ફા૦ ૧—'હીંડે મદોન્મત (મદોન્મત્ત?) તાં નારી રે'
કા૦, મ૦—'બોલે મર્મવચન મર્માળી રે'

૮ કા૦, મ૦ મા આ લીટી નથી ત્રણે ફા૦ મા તે મળે છે મ૦ મા તેને બદલે 'જેથી રીઝે શ્રીરણછોડ રે, તેના પહોંચે વાછિત કોડ રે,' અને કા૦ માં 'જેથી રીઝે પ્રાણાધાર રે, એમ થઈ રહ્યો થેઈથેઈકાર જે' છે અને તેથી કા૦ મા ૨૫૮ મી લીટી નથી (મ૦ મા તે છે)

૯ ફા૦ ૨—'રાસે રમે છે વિશ્વાધાર રે'

એવે દાસી આવી ધાતી રે, તે[1] પાસે નાથે બોલાવી રે.
બોલી માહેલી શીશ[2] નામી રે,"દ્વારે દ્વિજ આવ્યો કો, સ્વામી રે.
નહોયે નારદજી અવશ્યમેવ રે, નહોયે વસિષ્ઠ ને વામનદેવ[3] રે,
નહોયે દુર્વાસા ને અગસ્ત્ય રે, મે તો જોયા ઋષિ સમસ્ત રે, ૨૬૨
નહોયે વિશ્વામિત્ર ને[4] અત્રિ રે, નથી લાવ્યો કોની પત્રી રે
દુખે[5] દરિદ્ર સરખો ભાસે રે, એક તુંબીપાત્ર છે પાસે રે;
પિંગલ[6] જટા છે ભસ્મે ભરિયો રે, ક્ષુધા-રૂપિણી સ્ત્રીએ તે વરિયો રે.
શેરીએ ઊભા થોકેથોક રે, તેને જોવા મળ્યા છે લોક રે. ૨૬૬
તેણે કહાવ્યુ કરી પ્રણામ રે, 'મારુ સુદામો[7] છે નામ રે'."

દાસીનો[8] બોલ સાભળિયો રે, હે હે ! કરી ઊઠ્યો શામળિયો રે,
મારો[9] બાળસ્નેહી સુદામો રે, હુ દુખિયાનો વિસામો રે ! ૭
ઊઠી ધાયા જાદવરાય રે, સોજા નવ પહેર્યા પાય રે. ૨૭૦
પીતાબર ભોમ ભરાયે રે, જઈ રુક્મિણી ઊંચુ સાહે રે;
આનંદે ફૂલી ઘણી કાય રે, હૃદિયાભર[10] શ્વાસ ન માય રે,

---

૧ ફા૦ ૩—'તેડી નાથે પાસે ' મ૦, કા૦—'જોઈ નાથે પાસે '
૨ ફા ૧—'મસ્તક' કા૦, ફા૦ ૨—'શિર'
૩ ફા૦ ૧, ૨ ૩—'વામનદેવ' મ૦, કા૦, ગૂ૦—'વામદેવ'
૪ ફા૦ ૨—'નહોય'
૫ ફા૦ ૧—'ઋષિ' કા૦—'દુખી' ફા૦ ૩—'દુખ દરિદ્રી'
૬ ફા૦ ૩—'પગ લગે જટા ને ભસ્મે '
૭ મ૦, કા૦—'વિપ્ર સુદામો' ફા૦ ૨, ૩—'સુદામોજી'
૮ ફા૦ ૨—'એવો દાસીબોલ ' ફા૦ ૧—' , ત્યારે વેગે ઊઠ્યો ' ફા૦ ૩—' , હોકારીને ઊઠ્યો ' મ૦—'એવુ દાસીએ કહ્યું કર જોડ રે, રણછોડ રે' કા૦—'એમ દાસી કહે કર જોડ રે ખરો, ખરો, કહે રણછોડ રે'
૯ ફા૦ ૧ માં આ લીટી નથી
૧૦ કા૦, મ૦—'હરિ હૈડે ને શ્વાસે ભરાય રે'

૭) Cf. નરસિંહ "[illegible]"

ઢળી પડે વળી બેઠા થાય રે, એક પલક જુગ થઈ[1] જાય રે.

સ્રીને કહેતા ગયા ભગવાન રે, "પૂજા થાળ કરો સાવધાન રે,
આ હુ ભોગવું રાજ્યાસન રે, તે તો એ બ્રાહ્મણનું પૂન રે.
જે નમશે એનાં ચરણ ઝાલી રે, તે સહુપે[2] મુજને વહાલી રે."

તવ સ્રી સહુ પાછી ફરતી રે, સામગ્રી પૂજાની કરતી રે.
કહે માંહોમાંહે, 'બાઈ[3] રે, કેવા હશે કૃષ્ણજીના[4] ભાઈ રે! ૨૭૮
જેને શામળિયાશું સ્નેહ રે, હશે કંદર્પ કોટિ દેહ રે.'
લઈ પૂજાના ઉપહાર રે, ઊભી રહી છે[5] સોળ હજાર રે;
'બાઈ, લોચનનું સુખ લીજે રે, આજ દિયેરનું[6] દર્શન કીજે રે.'

શુકજી કહે, સાંભળજે રાય રે, શામળિયોજી મળવા જાય રે; ૨૮૨
છબીલોજી છૂટી ચાલે રે, મૂકી દોટ તે દીનદયાળે રે.
સુદામે દીઠા શ્રીકૃષ્ણદેવ રે, છૂટયાં આંસુ શ્રાવણ-નેવ[7] રે.
જુએ કૌતુક ચારે વર્ણ રે, ક્યાં[8] આ વિપ્ર, ક્યાં અશરણ-શરણ રે!
જુએ દેવ વિમાને ચડિયા રે, પ્રભુ ઋષિજીને પાયે પડિયા રે. ૨૮૬
હરિ ઉઠાડયા ગ્રહી હાથ રે, ઋષિજી લીધા હૈડા સાથ રે;
ભુજ-બંધન વાંસા પૂઠે[9] રે, પ્રેમે[10] આલિંગન નવ છૂટે રે.

---

૧ ફા૦ ૨, ૩—'એક પલક તે જુગ વહી જાય રે' કા૦—'જેવી'
૨ ફા૦ ૧—'નારી' ૩ ફા૦ ૧—'વેવાબાઈ'
૪ ફા૦ ૨—'ત્રિકમના' ફા૦ ૩—'કૃષ્ણના' કા૦, મ૦—'શ્રીકૃષ્ણના'
૫ ફા૦ ૧, ગૂ૦—'તે'
૬ કા૦, મ૦—'જેઠનું' મ૦—'દિયેર' પાંચ પ્રતમાં છે એમ નોંધે છે, ને ત્રણે ફા૦ માં એ જ છે
૭ ફા૦ ૧—'ભાદરવા મેહ રે'
૮ ફા૦ ૧—'આવી પ્રગટ્યા (ફા૦ ૨—'ભેટ્યા વિપ્રને) અશરણ '
૯ ફા૦ ૧—'મોડે' ('મોઢે') કા૦—'મળ્યા જેવા નહિ પૂઠે રે'
૧૦ ફા૦ ૧—'પ્રભુના.' ફા૦ ૨—'પ્રેમે દીધુ નાથે રે'

પછી મુખ અન્યોઅન્ય જુએ રે, હરિનાં [illegible]
તુંબીપાત્ર ઉલાળીને[1] લીધું રે, દાસત્વ દયાળે કીધું રે. ૨૯૮
'તમો પાવન કીધું આ ગામ રે, હવાં પવિત્ર કરો મુજ ધામ રે.'

તેડી[2] આવ્યા વિશ્વાધાર રે, મંદિર માહી હરખથી અપાર રે;
જોઈ[3] હાસ્ય કરે સહુ નારી રે, આ તો[4] રૂડી મિત્રાચારી રે!
ઘણું વાકાબોલી સત્યભામા રે, 'આ શું[5] ફૂટડા મિત્ર[6] સુદામા રે
હરિ અહીથી ઊઠી શું ધાયા રે! ભલી નાનપણાની માયા રે!
ભલી જોવા સરખી જોડી રે, હરિને સોંધી, એને રાખોડી રે!
જો બાળક બહાર [7]નીસરશે રે, તે તો જોઈ કાકાને છળશે રે.'
તવ[8] બોલ્યાં રુક્મિણી રાણી રે, 'તમો બોલો છો શું જાણી રે?'

વલણ

શું બોલો છો વિસ્મય થઈ, હરિ-દાસને ઓળખો નહીં;
બેસાડી મિત્રને સજ્જા[9] ઉપર, ઢોળે વાય[10] હરિ ઊભા રહી. ૩૦૦

---

૧ ક્રા૦ ૨—'ઉતારીને'

૨. આ લીટી મ૦, કા૦ માથી લીધી છે ક્રા૦ ૧ માં એનું કંઈક મળે છે તે આટલું જ—'તેડ્યા દ્વાર માંહે મોરારિ રે' ગૂ૦—'તેડી ગયા ઘરમાં મોરારિ રે, જોઈ હાસ કરે સર્વ નારી રે'

૩ આ લીટી ક્રા૦ ૧, ૨ની છે બીજે પહેલું ચરણ જ મળે છે

૪ ક્રા૦ ૩—'રી'

૫ ક્રા૦ ૨—'તો'

૬ ક્રા૦ ૧—'દેખુ'

૭ ક્રા૦ ૧—'નીકળશે,' ને 'જોઈ' બદલે 'દેખી'

૮ ક્રા૦ ૨, ૩—'વળતાં'

૯ ક્રા૦ ૧, ગૂ૦—'સેજ'

૧૦ ક્રા૦ ૨—'ઊભા હરિ' ક્રા૦ ૧—'ઊભા રહી'

## કડવું ૮

રાગ નટ[૧]

ભક્તાધીન[૨] દીનને પૂજે, દાસ પોતાનો જાણી; (ટેક)
સુખ-સજ્જાએ ઋષિ બેસાડી, ચમર કરે ચક્રપાણિ. ભ૦[૩]
નેત્ર-સમસ્યા નાથે કીધી, આવી આઠ પટરાણી;
મન[૪] હસે સત્યભામા નારી, આઘો પાલવ તાણી. ભ૦ ૩૦૪
કનકની[૫] થાળી હેઠી માંડી, રુક્મિણી નાંખે પાણી;
સુદામાનાં ચરણ પખાળે, હાથે સારંગપાણિ. ભ૦
નાભિકમળથી બ્રહ્મા પ્રગટ્યા, આ[૬] જગ પળમાં કીધું;
જેણે મુખ માંહે સંસાર દેખાડ્યા, માતાનું મન [૭]લીધું; ભ૦ ૩૦૮
વિશ્વામિત્ર સરખા તાપસને દોહ્યલે દર્શન દીધું;
તેણે સુદામાના પગ પખાળી, પ્રીતે ચરણોદક લીધું. ભ૦
ઓઢવાની જે પીત-પિછોડી, લોહ્યા ઋષિના પાય;[૮]
ષોડશ પ્રકારે પૂજા કીધી, અગર[૯] ધૂપ ઉપાય. ભ૦ ૩૧૨

---

૧ ફ્રા૦ ૧—'રાગ કેદારો' કા૦—'સોરઠી'
૨ ફ્રા૦ ૧—'ભગત પૂજે પોતે આધીન થઈ'
૩ ગૂ૦માં નીચે પ્રમાણે વધારેનુ પળીથી મળે છે—
'જુઓ ભાગ્યેગ દુર્બલ બ્રાહ્મણનું, ઊભા સારંગપાણિ,
સેવા કરે કર જોડી કેશવ, પ્રેમ પ્રીત મન આણી!'
બીજે ક્યાંય એ મળતુ નથી
૪ કા૦, મ૦—'મદ મંદ' 'નારી' પદ નથી ફ્રા૦ ૩—'મદ હસતી . . ., આવ્યાં પાલવ .'
૫. ફ્રા૦ ૨, ૩ તથા કા૦માં ૩૦૫-૬ બે લીટી નથી
૬ ફ્રા૦ ૧—'આ જગત પ્રભુએ કીધુ'
૭ ફ્રા૦ ૧, મ૦—'મોહ્યુ' ગૂ૦—'હરી લીધુ''
૮ ફ્રા૦ ૨, ૩—'ચરણ' ૯ ફ્રા૦ ૨, ૩—'પ્રીતે અશરણશરણ'

કે સુખ નથી સંતાનનું, કાંઈ કર્મને દોષે?
કે ભાભી અમારાં વઢકણાં, તે[1] શું તન શોષે? ગો૦
કે શું ઉદર ભરાતું નથી, તેણે સૂકી દેહી?
એટલામાં કયું દુઃખ છે, મારા બાળ-સનેહી? ગો૦ ૩૪૦

પછે સુદામોજી બોલિયા, [2]શીશ નામી રે–
'તમને શી અજાણી [3]વાર્તા, [4]મારા અંતરજામી! ગો૦
છે મોટું દુઃખ વિજોગનું, નહીં કૃષ્ણજી પાસે;
આજ પ્રભુજી મુજને મળ્યા, [5]દેહ પુષ્ટ જ થાશે.'[6] ગો૦ ૩૪૪
[illegible]

૧ ફા૦ ૨—'બોલ્યુ નહીં સાખે?' ફા૦ ૩—'તે તો લોહી શોષે' ૦, મ૦—'તે શું લોહીડુ શોષે.'

૨ ફા૦ ૨—'લાજી શીશ ચરણે ધરી' ફા૦ ૩—'લાજી શીશ નામી' ૦—'લાજે શીશ . . .' કા૦—'પ્રભુને . . .'

૩ ફા૦ ૩—'વાત છે'

૪. ફા૦ ૨, મ૦, કા૦—'છો'

૫. ફા૦ ૨—'હવે દેહી પવિત્ર થાશે' ફા૦ ૩—'હવે દેહી સુખ થાશે.' ૦ ૧માં 'દેહી' છે, પ્રાસ ખાતર જરૂર હતી ત્યાં ઉપર તે રાખ્યું. અહીં 'દેહ' રી લીધું છે મ૦, કા૦—'પિંડ પુષ્ટ જ થાશે'

૬ મ૦ આની પછી બે કડીઓ આપે છે (તેમની એક પ્રતને આધારે), બીજે ક્યાંય નથી મળતી. સંવાદનો પ્રવાહ જોતાં ક્ષેપક લાગે છે:

'જેને તમારું સમરણ છે, તેને ચંતા દેહી?
સુખ દુખ બેઉ સમાન છે, મારા અતિ રે સ્નેહી.
ગોઠ સુણી ગોવિંદની, સુખ પામ્યો દેહી,
એ સુખ નથી સ્વર્ગવૈકુંઠમા, મારા બાળ સનેહી.'

કોઈ પ્રતમા એ તે વલણ મળતુ નથી.

પછે [1]શામળિયોજી બોલિયા, તને સાંભરે

હાજી, નાનપણાનો[2] નેહ, મને કેમ વીસરે રે!

આપણ બે મહિના પાસે[3] રહ્યા, તને સાંભરે રે?

હાજી, સાંદીપ[4] ઋષિને ઘેર, મને કેમ વીસરે રે!

આપણ અન્નભિક્ષા કરી લાવતા, તને સાંભરે રે?

*મળી[5] જમતા ત્રણે ભ્રાત, મને કેમ વીસરે રે!

આપણ સૂતા એક સાથરે, તને સાંભરે રે?

સુખદુઃખની કરતા વાત, મને કેમ વીસરે રે!

પાછલી રાતના જાગતા, તને સાંભરે રે?

હાજી, કરતા વેદની[6] ધૂન, મને કેમ વીસરે રે!

ગુરુ આપણા જ્યારે ગામ ગયા, તને સાંભરે રે?

કોઈ એકને[7] જાચવા મુન, મને કેમ વીસરે રે!

ત્યારે કામ કહ્યું ગોરાણીએ, તને સાંભરે રે?

લઈ આવો, કહ્યું, કાષ્ઠ, મને કેમ વીસરે રે!

---

* કા૦ ૩—' . ની માલ નાની'

૧ કા૦ ૧—'પ્રભુજી' કા૦ ૨—'સુદામાજી.'

૨. કા૦—'. ની પેર.' ૩ કા૦ ૩—'સાથે'

૪ કા૦ ૩—'સાંદીપના ઘર માંહ'

૫ કા૦ ૨, ૩, કા૦, ગૂ૦—'હાજી'

૬ કા૦ ૨—'વેદાભ્યાસ'

૭ મ૦—'હાજી, અથવા કોઈને ભૂપ', કા૦માં 'ભૂપ' બદલે 'મુન' છે. તે 'ભૂપ/મુન' પ્રસ. કા૦ ૧માં આ લીટી આમ છે—

'ગુરુ આપણા કોઈ ગામ ગયા, તને૦, કોઈ અર્થે ધન, મને૦'

આંહી આપણ ઊકળે ઘણું, તને સાંભરે રે?
હાજી, માથે તહા વરસાદ, મને કેમ વીસરે રે![1] ૩૬૦
ખાંધે[2] કુહાડા ધર્યાં, તને સાંભરે રે?
ઘણું[3] દૂર ગયા, રણછોડ, મને કેમ વીસરે રે!
વાદ[4] વધ્યો બેઉ બાધવે, તને સાભરે રે?
હાજી[5], ફાડ્યું મોટું ખોડ, મને કેમ વીસરે રે! ૩૬૪
ત્રણ ભારા બાધ્યા દોરડે, તને સાભરે રે?
સામે[6] આવ્યા બારે મેહ, મને કેમ વીસરે રે!
શીતળ શરીર[7] થાયે ઘણું, તને સાભરે રે?
ટાઢે ધ્રૂજે આપણી દેહ, મને કેમ વીસરે રે! ૩૬૮
નદીએ પૂર આવ્યાં ઘણાં,[8] તને સાંભરે રે?
ઘન વરસ્યો મુસળધાર, મને કેમ વીસરે રે!

---

૧ ફા૦ ૨ માથી આ બે લીટી (૩૫૯–૬૦) લીધી છે ફા૦ ૩ માં તે છે જ નહિ, પણ 'કાશ'ના પ્રાસમાં લીટી તો જોઈએ કડીના પાઠ સ્પષ્ટ નથી

ફા૦ ૧—'શરીર આપણ ઊકલાં, દ્રુને૦, હાજી, માથે તાવડરષ્ટ, મુને૦'

કા૦, મ૦—'શરીર આપણાં ઊકળ્યાં, હાજી, માથે તપ્યો અરિષ્ટ '

મ૦ ટીપમાં કહે છે કે, 'આ ચરણના વિધવિધ ફેરફાર પ્રતોમા થયેલા છે, એમાથી એકે સ્પષ્ટ નથી' એક પાઠ તેણે આ નોંધ્યો છે—'માથે તહાં વરસાદ' ગૂ૦ તથા એક બીજી હસ્તપ્રત આને માટે વધુ જોતાં, તેમાય અસ્પષ્ટતા જ મળી બીજી પ્રતમાં, 'અગ આપણાં ઊકલા ઘણુ, હાજી માથે તાંહા વડરાષ્ટ' એમ મળ્યુ

૨ ફા૦ ૧—'ખાધ ઉપર કોહાડો ધર્યો' ફા૦ ૩—'ખાધ ઉપર કુહાડી ધરી તે '

૩. ફા૦ ૩, ગૂ૦—'હાજી'

૪ મ૦, કા૦—'આપણ વાદ વધ્યા ત્રણે બાંધવા'

૫ ફા૦ ૧—'હરજી' ૬ ફા૦ ૨, કા૦, મ૦—'હાજી'

૭ ફા૦ ૩ માં આ કડી નથી ફા૦ ૧—' શામીપે વાયે ઘણું' અસ્પષ્ટ છે મ૦—'સમીર વાયો ઘણુ' કા૦—'વાયુ વાયો ઘણો'

૮ ફા૦ ૧, ૩—'ઘણું'

આકાશ[1] અંધારે આવર્યું, તને સાંભરે રે ?
થાય વીજળીના ચમકાર, મને કેમ વીસરે રે ! ૩૭૨
સવાશેર શેકેલા ચણા, તને સાંભરે રે ?
ગોરાણીએ બાંધ્યા આપ, મને કેમ વીસરે રે !
અમો છાના તમો આરોગિયા, તને સાંભરે રે ?
હાજી, દરિદ્ર થયા તેણે પાપ, મને કેમ વીસરે રે ![2]
પછી ગુરુજી શોધવા નીસર્યા, તને સાંભરે રે ?
કહ્યું શ્રીને, તેં કીધો કેર, મને કેમ વીસરે રે !
આપણ હૃદિયા સાથે ચાંપિયા, તને સાંભરે રે ?
ગુરુ તેડી લાવ્યા[3] ઘેર, મને કેમ વીસરે રે !
ગોરાણી ગાય[4] દોહતાં હતાં, તને સાંભરે રે ?
હતી દોણી માગ્યાની ટેવ, મને કેમ વીસરે રે !
નિશાળે બેઠાં હાથ વધારિયો, તને સાંભરે રે ?
તમે આણી આપી તતખેવ, મને કેમ વીસરે રે ! ૩૮
ગુરુપત્નીને ત્યારે[5] જ્ઞાન થયુ, તને સાંભરે રે ?

---

૧ કા૦—'એકે દિશા સૂઝી નહીં.'

૨ ફા૦ ૧માં મળતી ૩૭૩–૭૬ લીટીઓ ફા૦ ૨, ૩ કે કા૦માં ન... મ૦મા ત્રણ પ્રતોમા થોડા પાઠાતર સાથે આમ મળે છેઃ—

ગોરાણીએ ખાવુ બંધાવિયુ, તને૦ ? ચણા પોચા વળી સાર, મને૦ !
તમો છાના આરોગિયા, તને૦ ? તમે કર્યો દરિદ્ર મહારાજ, મને૦ !

અને મ૦ આ કડી 'ખાધે કોળકા . ' લીટીની ઉપર, ૩૬૦મી પછી આપે છે

૩ ફા૦ ૧—'આવ્યા' ફા૦ ૩મા પછી 'ત્યા' વધારે છે

૪ ફા૦ ૧—'ગોઉ' કા૦—'ગૌ' ગૂ૦—'ગૌ દોહવા બેસતા'

૫ ફા૦ ૧, ૨ માં 'ત્યારે' પદ નથી અને ફા૦ ૨ માં 'થયુ' ને બદલે 'અવિયુ' પદ છે

તમોને જાણ્યા જગદાધાર, મને કેમ વીસરે રે!
ગુરુદક્ષિણામાં[1] માગિયું, તને સાંભરે રે?
હાજી, મૃત્યુ પામ્યો જે કુમાર, મને કેમ વીસરે રે! ૩૮૮
મેં સાગરમાં ઝંપલાવિયું,[2] તને સાંભરે રે?
શોધ્યાં સપ્ત[3] પાતાળ, મને કેમ વીસરે રે!
પંચજન[4] સામો આવિયો, તને સાંભરે રે?
હાજી, દૈત્ય તણો આણ્યો કાળ, મને કેમ વીસરે રે! ૩૯૨
પછી જમ-ગૃહે[5] હું ગયો, તને સાંભરે રે?
ત્યાંહાં[6] આવી મળ્યા જમરાય, મને કેમ વીસરે રે!
પુત્ર ગોરાણીને આપિયો, તને સાંભરે રે?
હાજી, પછી થયા વિદાય, મને કેમ વીસરે રે! ૩૯૬
આપણ તે દહાડાના જૂજવા, તને સાંભરે રે?
ફરીને[7] મળિયા આજ, મને કેમ વીસરે રે?
તમો પાસે અમો વિદ્યા શીખતા, તને સાંભરે રે!
હુંને[8] મોટો કીધો, મહારાજ, મને કેમ વીસરે રે? ૪૦૦

---

૧. ફા૦ ૨—'ગુરુદક્ષિણા માગી, એ તને'

૨. ફા૦ ૧, ૩—'ઝંપાવિયું.'

૩. ફા૦ ૧—'શાંત' ફા૦ ૨—'શાત.' કા૦, મ૦ માં શરૂમાં 'તમો' છે.

૪. ફા૦ ૧ પરથી ૩૯૧–૨ લીધી છે. બીજે પાંચજન્ય શંખનો અપ્રસ્તુત (?) ઉલ્લેખ છે. જેમ કે, ફા૦ ૨—'હું પંચાસેણ શંખ લાવિયો, તુને૦? ...' ફા૦ ૩—'હું પંચરત્ન શંખ લાવિયો, તુને૦? હાજી, દૈત્યનો આણી કાળ, મુને૦!. મ૦, કા૦—'હું પંચજન (કા૦—પચાનન) શંખ લાવિયો, તુને૦? હાજી, દૈત્યનો આણ્યો કાળ, મુને૦!'. (મ૦ના 'આણ્યો' કરતાં ફા૦ ૩ નો 'આણી' પાઠ સારો છે)

૫. ફા૦ ૩—'જમનગરે.' ફા૦ ૧—'રાજ જમની માંહા હું ...'

૬ ફા૦ ૩—'હાજી'    ૭. કા૦, મ૦માં પૂર્વે 'હાજી' છે.

૮. ફા૦ ૨, ૩—'હું.' ગૂ૦, કા૦—'મને.' મ૦—'હાજી'.

વલણ

**મ**હારાજ, લાજ નિજ દાસની, વધારો છો શ્રીહરિ;
પછે દારિદ્ર ખોવા દાસનું, [1]સોમ-દૃષ્ટિ નાથે[2] કરી. ૪૦૨

## કડવું ૧૨

રાગ વસંત[3]

**સ**કલ સુંદરી દેખતાં,[4] ગોઠડી ગોવિંદે કીધી;
દારિદ્ર ખોવા દાસનુ, ગાંઠડી દૃષ્ટિમાં લીધી.
અઢળક[5] ઢળિયો રે, એક મુષ્ટિ તાંદુલ માટે;
ઇંદ્રનો વૈભવ આપશે, અલ્પ સુખડી સાટે. અઢળક૦ ૪૦૬

'**મ**નવાંછિત ફલ આજ હું પામ્યો જે મિત્ર મળવાને આવ્યા;
કાંઈ[6] ચતુર ભાભીએ ભેટ મોકલી, કહો સખા, શું લાવ્યા? અ૦
ચરણુ[7] તળે શું ચાંપી રાખો? મોટું મન કરી કાઢો;
અમો જોગ એ ન હોય તો દૂર થકી[8] દેખાડો. અ૦ ૪૧૦
એ દેવતાને દુર્લભ દીસે,' કહી જાચે જાદવરાય;
'જો પવિત્ર સુખડી પ્રેમે આપો, તો ભવની ભાવઠ[9] જાય.' અ૦

---

૧. ફા૦—'સૌમ્ય'    ૨ ફા૦ ૧—'શ્રીકૃષ્ણે' મ૦, ફા૦ 'સ્વામે.'

૩ ફા૦ ૧—રાગ રામગ્રી    ૪ ફા૦ ૧—'સાંભળતાં.'

૫ ફા૦ ૨માં આ બે લીટી (૪૦૫-૬), તેની પછીની કડી પાછળ છે અને ફા૦ ૧માં તે છે જ નહિ ફા૦ ૩માં પહેલી લીટી બરોબર છે," બીજી લીટી તેની નીચેની કડી પછી આવે છે મ૦ તેને અહીં સ્વીકારેલા ક્રમમાં આપે છે. આ બે લીટીની કડી ધ્રુવપદ તરીકે છે, એ જોશો.

૬ ફા૦ ૨—'મારી'    ૭ ફા૦ ૩, ગૂ૦—'તજર વરદ શું' . . .'

૮ ફા૦ ૨, ૩—'રહી'    ૯ ફા૦ ૨, ૩—'ભૂખડી'

ભગવાન [1]ભાંજશે ભ્રમ, ભૂલી જુએ નારી સમસ્ત—
'દુર્લભ[2] વસ્તુ શી છે ઋષિ પાસે, જે હરિ ઓઢે છે હસ્ત!'[3] અ૦
અવલોકતાં[4] એમ આલોચે, લઈ ઊભાં તે પાત્ર; ૪૧૫
જદુપતિને જાચે સહુ નારી, 'અમને આપજો તલમાત્ર.' અ૦

સુદામો સાંસામાં પડિયો, 'લજ્જત મારી જાશે;
ભરમ ભાગશે તાંદુલ દેખી, કૌતુક મારુ થાશે. અ૦ ૪૧૮
સ્ત્રીને કહ્યે હું લાગ્યો[5] લોભી, તુચ્છ ભેટ મેં આણી;
લાજ લાખ ટકાની ખોઈ, ઘર ઘાલ્યું[6] ધણિયાણી.' અ૦

સુદામાની શોચના તે શામળિયે સહુ[7] જાણી;
હસતાં હસતાં પાસે આવી તાંદુલ લીધા તાણી. અ૦ ૪૨૨
હેઠળ હેમની થાળી મેલી, વસ્તુ લેવા જગદીશ;
છોડે છબીલો, પાર ન આવે, ચીથરાં દશવીશ. અ૦
પટરાણી જોઈ વિસ્મય પામી, છે પારસ, મોંઘું[8] રત્ન,

---

૧. ફા૦ ૧—'ભગવંત ભાંજે ભરમે ભૂલી . . .' ફા૦ ૨—'ભગવંત ભાંજે ભ્રમ ભૂલી . . .' મ૦—'ભગવાનની ભારેલ ભરમમાં ભૂલી, જુએ મળી સમસ્ત' ગૂ૦—'ભગવાન ભામા ભરમે ભૂલી'

૨ મ૦—'અનોપમ' કા૦—'અમૃતફળ કે સંજીવન મણિ'

૩ મ૦, કા૦માં લીટી ૪૧૪ પછી નીચેની કડી વધારે મળે છે, જે એકે ફા૦ કે ગૂ૦માં નથી—

આમ હરિ જ્યારે હાથ લગાડે, ઋષિ ખસેડે આમ;
ભક્ત હેત પોતે દેખાડે, સૌને સુંદરશ્યામ અદ્દળક૦

૪. આ લીટીના ૧ લા ચરણનો પાઠ અસ્પષ્ટ છે. લીધેલો પાઠ ફા૦ ૧ નો છે. મ૦, કા૦—'અવલોકવા ઊભી સૌ નારી, કર ધરી કનકનાં પાત્ર' ગૂ૦—'અવલોકન કરતાં ઊભા લઈને પાત્ર'

૫ કા૦—'થયો' ૬ ફા૦ ૧,૩, ગૂ૦—'ઘાલ્યુ'

૭ ફા૦ ૧—'સઘળી' ૮. ફા૦ ૧,૨, ગૂ૦—'મોટું.' કા૦—'દે'

અમૃત-ફલ, કે સંજીવનમણિ, [1]આવડું કીધું જત્ન! અ૦ ૪૨૬

ચેરાયા કણ ને પાત્ર ભરાયું, જોઈ રહ્યા જુવતી-સાથ;
તાંદુલના કણ હૃદિયા ચાંપી, બોલ્યા વૈકુંઠનાથ :– અ૦
'સુદામા, મેં આ અવનીમાં[2] લીધા બહુ અવતાર;
આ તાંદુલનો સ્વાદ છે કેવો[3]! નથી આરોગ્યા એક વાર. અ૦ ૪૩૦
મોટા મિત્ર સેવક મેં[4] જોયા, ધ્રુવ અંબરીષ પ્રહ્લાદ;
આ તાંદુલનો એકે મિત્રે નથી[5] દેખાડ્યો સ્વાદ.' અ૦

તુચ્છ ભેટ ભારે કરી માની, વિચાર્યું ભગવાન—
સાત જન્મ લગી સુદામે નથી [6]કીધું એકે દાન. અ૦ ૪૩૪
ક્ષત્રરૂપ થયા જગજીવન, પ્રીત હૃદયમાં વ્યાપી;
મુષ્ટિ[7] ભરીને તાંદુલ લીધા, દારિદ્ર નાંખ્યાં[8] કાપી. અ૦
કર મરડીને ગાંઠડી લીધી, માથેથાં દુઃખ મોડચાં;
જેમ જેમ ચીથરાં છોડચાં નાથે,
તેમ[9] તેમ ભવનાં બંધન છોડચાં. અ૦ ૪૩૮

તાંદુલ જવ મુખ માંહે મૂકચા, ઊડી છાપરી આકાશ;
તેણે સ્થાનક સુદામાને થયા સપ્ત-ભોમી[10] આવાસ; અ૦

---

૧ મૂ૦—'જે આવડું ' ૨ ફા૦ ૨ ૩, મૂ૦—'પૃથ્વી માંહે '
૩ કા૦, મ૦—'એવો ' ૪ ફા૦ ૨—'બહુ'
૫ ફા૦ ૩—'મને ન' ૬ ફા૦ ૧—'કીધાં કાંઈ' મૂ૦—'કીધુ કાંઈ'
૭ ફા૦ ૨—'મૂઠી' ફા૦ ૩, મ૦—'મૂઠડી' કા૦—'મુખમા મુષ્ટિ તાદુલ મૂક્યા'
૮ ફા૦ ૨, ૩, મ૦—'નાખ્યુ'
૯ ફા૦ ૨—'તેમ તેમ બંધન કાપ્યાં' ફા૦ ૧—'તેમ ભવનાં બંધન છૂટ્યાં'
૧૦ ફા૦ ૨, ૩—'ભોવન' મ૦—'સોમ' મૂ૦—'ભોમના'

ઋષિપત્ની થઈ રુક્મિણી સરખી, થયા સાંબ[1] સરખા પુત્ર;
વૈભવને શું[2] વિવેક વખાણે, જેવું કૃષ્ણનું ઘરસૂત્ર. અ૦[3] ૪૪૨
અષ્ટ મહાસિદ્ધ ને નવે નિધિ, મોકલી વણમાગી;
તે સુદામોજી નથી જાણતા, જે ભવની ભાવઠ ભાગી. અ૦
હાથી ડોલે ને દુંદુભિ બોલે, ગુણીજન ગાયે[4] સાખી;
જડિત હીંડોળો, હેમની[5] સાંકળ, હીંચે છે હરિણાખી. અ૦ ૪૪૬
હીરા રત્ન કનકની કોટી, હાર્યો ધને કુબેર;
કોટી ધ્વજ, લાખેણા[6] દીપક, વાજે છપ્પન ઉપર ભેર. અ૦

વલણ*

વાગે ભેર અખૂટ ભંડારની, ત્રૂઠયા શ્રીગોપાળ રે;
શર્વરી[7] તે વહી ગઈ ને થયો પ્રાતઃકાળ રે. ૪૫૦

---

૧ ફા૦ ૨, ૩ —'શાબ' મ૦—'સાંબ' ફા૦ ૧ —'શુંભુ.'

૨ આ જગાએ પ્રતો એકમત નથી। ફા૦ ૧ —'શુકજી.' ફા૦ ૨ —'સુખવીધ' ફા૦ ૩ —'શું વિવેક' ગૂ૦, મ૦—'શું કવિ' કા૦—'કવિ શું.'

૩ આના પછી કા૦, મ૦માં નીચેની વધારેની કડી છે —
'બીજી મૂકી જ્યારે મુખમાં મૂકે, ઝાલ્યો રુખમણિએ પાણ,
એમાં શું ઓછું છે, સ્વામી, અમને આપો ચતુરસુજાણ'
વર્ણન-પ્રવાહમાં આ કડી જરૂરની નથી પછીના કડવામાં તે ઠીક રીતે આવે જ છે

૪ ફા૦ ૨ —'બોલે રે'

૫ ફા૦ ૩ —'હેમનો બાંધ્યો'

૬ ફા૦ ૨ —'લાખી' ફા૦ ૩ —'લખીણા'

* ફા૦ ૧માં છેલ્લી બે ટૂંકો નથી, ને વલણની ટૂંક વલણ તરીકે નહિ પણ '. . ભવની ભાવઠ ભાગી' પછીની ટૂંકરૂપે જ આપી છે; પછી જુદું વલણ નથી.

૭ મ૦, કા૦—'એમ રાત વાતમાં વહી . . .' ફા૦ ૧ —'સંર્વ વાત વહી. . .' (શર્વરી વાતે વહી . . .?)

## :ડવું ૧૨

રાગ મેવાડો[૧]

શુકજી કહે, સાંભળ રાજન, એક[૨] મૂઠડીએ આપ્યાં એ દાન;
વળી વિચારે કમળાપતિ, [૩]સુદામા સરખું આપ્યુ નથી.
અકેકો કણુ જે તાંદુલ તણો, [૪]ઇદ્રાસનપે મોંઘો ઘણો,
દુર્બળ દાસની ભાવની ભેટ, પરમ[૫] વિધિએ ભરાયુ પેટ. ૪૫૪
હું એ સરખો થઈ વન વસું[૬], [૭]વૈકુંઠથી તેને આપુ ઘણું;
સોળ સહસ્ર સાથે રુક્મિણી, સેવા કરે સુદામા તણી.
દ્વારકા આપવાની મનસા કરી, બીજી મૂઠડી નાથે ભરી.
રૂકિમણીએ જઈ ઝાલ્યો હાથ, 'અમે અન્યાય શો કીધો નાથ?'
સામું જોઈ હસ્યા દંપતી, સોલ સહસ્ર કો[૮] પ્રીછતી નથી,
સકલ નારીને, કરુણા કરી, તાંદુલ વહેંચી આપ્યા હરિ, ૪૬૦
તેમાં સ્વાદ મૂક્યો સુધાસાર,[૯] શ્રી આગળ રાખ્યો મિત્રનો ભાર.

હાસ્ય વિનોદે વહી ગઈ શર્વરી, પ્રાતે[૧૦] સુદામે જાગ્યા હરિઃ—

---

૧ ફા૦ ૧—રાગ ગોડી ફા૦ ૨, ૩, ગૂ૦—રાગ મેવાડાની ચાલ નાની
૨ મ૦—' મૂઠડીએ આપ્યુ ઇદ્રાસન' કા૦—'પરમ તથા મૌઠી પાવન'
૩ ફા૦ ૩—'મે સુદામા સરખું તો .'
૪ ફા૦ ૧—'ઇદ્રાસન એ પામે ઘણો' ફા૦ ૨—'ઇદ્રાસન પામે તે ઘણો'
૫ ફા૦ ૨, મ૦—'પ્રેમ' ૬ ફા૦ ૩, મ૦, કા૦—'તાપું'
૭ મ૦, કા૦—'વૈકુંઠની રીધ એને આપુ' ફા૦ ૩—'આ વૈકુંઠ સીતાંહાં એને આપુ' અસ્પષ્ટ છે ફા૦ ૧ મા આ લીટી જ નથી
૮ ગૂ૦—'કંઈ' ૯ ફા૦ ૧, ૨, ગૂ૦—'સુધસાર'
૧૦ ફા૦ ૧—'થયો પ્રાત સુદામે આજ્ઞા કરી' મ૦—'પ્રભાતે ' કા૦—'થયો પ્રાત સુદામે જાગ્યા હરિ' ગૂ૦—'યાતે પ્રભાતે ચાલ્યા સુદામો નીસરી' ફા૦ ૩—'પ્રાત '

'હવે વિદાય આપો, જગજીવન.' હરિ કહે, 'પધારિયે સ્વામિન;
વળી કૃપા કરજો કો સમે'; ઠાલે હાથે [1]શ્રી હરિ નમે.
હરિ પોળ લગી વળાવવા જાય, કોડી એક ન મૂકી કર માંહ્ય.
સત્યભામા કહે, 'જાંબુવતી, કૃપણ થયા [2]ઘણું જાદવપતિ. ૪૬૬
બ્રાહ્મણ મિત્ર જે પોતા તણો, દીસે દારિદ્રે પીડયો ઘણો;
તેને[3] વાળ્યો નિર્મુખ ફરી.' રુકિમણી કહે, 'શું [4]સમજો, સુંદરી!'

બેલડીએ વળગ્યા વિશ્વાધાર, સુદામો જાતાં કરે વિચાર :–
'વૈભવ આગળ વળિયો છેક, [5]પણ મને ન આપી કોડી એક; ૪૭૦
હશે સ્ત્રીની ચોરી મન ધરી, કાંઈ ગુપ્ત આપશે વાટે હરિ.'
પગે લાગી નારી સૌ ગઈ, તોયે પણ કાંઈ આપ્યું નહિ!
કોસ એક વળાવવા ગયા, પછી સુદામોજી ઊભા રહ્યા.
'ભૂધરજી[6], હવે પાછા [7]વળો,' તવ ભેટી [8]વળિયો શ્યામળો, ૪૭૪
'[9]બાલમિત્ર, ફરી મળશો' કહી, પણ કરમાં કાંઈ મૂકયું નહીં.
ઋષિએ તવ મૂકયો નિઃશ્વાસ, ચાલ્યો બ્રાહ્મણ થઈ નિરાશ.

ઋષિ પામ્યો અતિ પશ્ચાત્તાપ, [10]જાય નિંદતો પોતાનું આપ:–
'હું માગવા આવ્યો મિત્રની કને, તે સમે મૂત્યુ શે ન આવ્યું મને?

---

૧. ફા૦ ૧, કા૦—'નરહરિ' ગૂ૦—'હરજી' ૨ મ૦, કા૦—'કેમ'
૩ ફા૦ ૩, મ૦—'તેને વળાવ્યો નિર્મુખ કરી (ફરી ?)'
૪ ફા૦ ૨—' કહે સુણો સુંદરી' ફા૦ ૩—'જાણો'
૫ ફા૦ ૨, ૩, મ૦, ગૂ૦ મા 'પણ' નથી
૬ ફા૦ ૧, મ૦, કા૦, ગૂ૦—'વિઠ્ઠલજી' ૭ ફા૦ ૧—'ફરો'
૮ ફા૦ ૧, ગૂ૦—'રોયા' ફા૦ ૩—'ભેટીને વળ્યો શામળો' ('તવ' નથી)
૯ ફા૦ ૨—'વળ્યા કૃષ્ણ, કહે મળજો ફરી' કા૦, મ૦—'વળ્યા કૃષ્ણ, ફરી મળજો કહી' ફા૦ ૩, ગૂ૦—'બોલ્યા કૃષ્ણ ફરી મળજો કહી'
૧૦ કા૦—'નિંદા કરવા લાગ્યો આપ'

અજીત નર તે શબને સમાન, રંડા[1] ઉપજાવે અપમાન. ૪૭
એકાંતરા જો પામીએ અન્ન, અથવા કંદમૂલ કરીએ પ્રાશન
જો ભૂખે મરે બાળક નાંધડાં, તો ખવડાવીએ સૂકાં પાંદડ
વા[2] પવન ભક્ષી ભરીએ પેટ, કે કીજીએ નીચ પુરુષની વેઠ; ૪૮
વા[3] કાષ્ઠ તૃણનો વિક્રય કરી, અથવા પરઘેર પાણી ભરી
વા હળાહળ વિષ પી પોઢીએ, પણ મિત્ર આગળ હાથ ન ઓઢીએ
અજાચકવ્રત મેં મૂક્યું આજ, ખોઈ લાખ ટકાની લાજ;
દામોદરશું[4] કીધી મયા, મૂળગા મારા તાંદુલ ગયા! ૪૯
એ કૃપણને ધન હોયે ઘણું, તે માટે ગામ એનું[5] સોના તણું
બાંધી મુષ્ટિનો શો[6] મિત્રાચાર! મોટો નિર્દય નંદકુમાર.
એને આપતાં શું ઓછું થાત? હું બ્રાહ્મણની ભાવઠ જાત
મને સામા આવી ભેટ્યા હરિ, વળી[7] પાગ પખાળીને પૂજા ક
આસન[8] ભોજન પૂજન ભલુ, હું રાંકને કોણ કરે એટલું?

---

૧ મ૦, કા૦—'રડાએ ઉપજાવ્યુ અપમાન' ફા૦ ૧—'રહાં ઉપ૰ અપરમાણ' ફા૦ ૨—'રહ ઉપજાવે ઉપમાન' ફા૦ ૩—'રડીને ઉપજાવે અપમા આ ઉપરથી 'રંડા' પદ લીધુ છે ને 'ઉપજાવે' પદ રાખ્યુ છે

૨ ફા૦ ૧—'વા ભક્ષ કરીને ભરીએ પેટ, કે કીજે ' ફા૦ ૨—'. નહીતર કીજે નીચ ઘરની વેઠ'

૩ ફા૦ ૧મા ૪૮૩-૪ એ બે લીટીઓને બદલે એક જ પણ પૂરતી લીટી છે.
'વા કાષ્ઠતૃણ વિક્રય કીજીએ, અથવા વખ ઘોળી પીજીએ'

૪ ફા૦ ૨, મ૦—'દામોદરે ઘણી કીધી મયા' (મ૦મા 'દયા' છે ફા૦ ૩, કા૦—'દામોદરે મુને કીધી મયા'

૫ ફા૦ ૧, ૨—'છે' ૬ ફા૦ ૨, મ૦ મા 'શો' નથી

૭ ફા૦ ૨, ૩, મ૦, કા૦, ગૂ૦ મા 'વળી' નથી ફા૦ ૨—'પગ પખા પૂજા કરી' .

૮. ફા૦ ૧—'આસન વીજણ ભોજન ભલાં, . . એટલા'

એ કપટ ધૂર્તની સેવા, લટપટ કીધી મારા તાંદુલ લેવા.*
જેનું લે તેનો નહિ રાખે ભાર, હરિને નિંદું મુજને[1] ધિક્કાર.
ગોપીનાં મહી જો લીધાં હરી, તો કમળાનું સુખ[2] આપ્યું હરિ. ૪૯૪
જો ઋષિપત્નીનાં લીધાં અન્ન, સાયુજ્ય-મુક્તિ પામ્યાં સ્ત્રીજન;
જો ચંદન કુબ્જાનું લીધું, તો સ્વરૂપ કમળાનું કીધું;
જો ભાજીપત્રનો કીધો આહાર, તો વિદુર તાર્યો ભવસંસાર.
શ્રીહરિ સૌનો કરે પ્રતીકાર[3], પણ મારું કર્મ કઠોર અપાર.' ૪૯૮

વિવેકજ્ઞાન સુદામે થયું, 'ધન નવ આપ્યું તે વારું[4] થયું.
ધને કરી મદ મુજને થાત, ત્યારે[5] ભક્તિ હરિની ભૂલી જાત.
કૃષ્ણે મુજને કરુણા કરી જે દારિદ્ર[6] દુઃખ નવ લીધું હરી.
સુખ[7] પામ્યે વ્યાપે ક્રોધ ને કામ, દુઃખ[8] પામ્યે સાંભરીએ રામ.'

વલણ

રામ સાંભરે વૈરાગ્યથી, ઋષિ જ્ઞાન-ઘોડે ચડયો;
વિચારતાં નિજ ગામ આવ્યું, ઘર દેખી ભૂલો પડયો. ૫૦૪

---

* કા૦ ૧ માં આ લીટી નથી ગૂ૦માં 'વળી ઋષિને આવ્યું જ્ઞાન, હું અલ્પજીવ ને શ્રીભગવાન' એ લીટી આની પછી વધારે છે

૧. કા૦ ૨—'મુજ ધિક અવતાર'

૨. કા૦ ૩—'. . રૂપ આપ્યુ કરી' કા૦ ૨—'. . . રૂપ . . . હરિ.'

૩ મ૦, ગૂ૦—'ઉપગાર'  ૪ કા૦ ૧—'સારું.'

૫ કા૦ ૩—'ત્યારે ભક્તિ વીસરી જાત.' કા૦, મ૦—'ભક્તિ પ્રભુની . . .'

૬. કા૦ ૧, ૨—'દારિદ્ર દુઃખ ત્યાં લીધાં(-ધું) હરી'

૭ ગૂ૦—'સુખથી વાધે . . .' મ૦—'વ્યાપે' બદલે 'વાધે.' કા૦—'સુખમાં વાધે. . .'

૮ કા૦ ૩—'ત્યારે નવ ભજાયે રામ' કા૦ ૨—'સાંભરીએ' બદલે 'સંભારે'

## કડવું ૧૩

રાગ રામગ્રી

ઋષિજી[1] ભાખે [2]હરિગુણગ્રામજી, ગોઠવણ કરતાં આવ્યું[3] ગામજી;
દીઠાં[4] મંદિર કંચન-ધામજી, ઋષિ વિચારે શું ભૂલ્યો ઠામજી? ૫૦૯

ઢાળ[5]

ઠામ ભૂલ્યો પણ ગ્રામ નિશ્ચે, આ ધામ કો ધનવંતનાં;
એ ભવનમાં વસતો હશે, જેણે સેવ્યાં ચરણ ભગવંતનાં.—
એવું વિચારીને વિપ્ર વળિયો નગરી[6] અવલોકન કરી;
એંધાણી સહુ જોતો જોતો, આવ્યો મંદિર ફરી.[7] ૫૧૦
સુદામોજી સાંસે પડ્યા, વિચાર કીધો વેગળે રહી:
'આ ભવન ભારે કોણે કીધાં?[8] પર્ણકુટિ[9] મારી ક્યાં ગઈ?
એ વિશ્વકર્માએ રચી રચના; મનુષ્ય પામર શું કરે!
પણ કુટુંબ મારૂં ક્યાં ગયું?' ઋષિ[10] વામ દક્ષિણ ફેરા ફરે. ૫૧૪

---

૧ ફા૦ ૩—'શ્રીશુકજી.' મ૦, કા૦—'શુકજી'

૨ ફા૦ ૧—'હરિગુણજ્ઞાનજી'

૩ ગૂ૦—'આવ્યું' પછી 'નિજ' વધારે છે

૪ મ૦, કા૦—'મેડી અટારી અદ્‌ભુત કામજી' ગૂ૦—'નેત્ર દીઠા, . .

૫ ફા૦ ૧—'વલણ' ફા૦ ૨—'ચાલ' ફા૦ ૩—'રાગ' કા૦, મ૦—'ઢાળ

૬ ફા૦ ૩, ગૂ૦—'નગરી સર્વ .' કા૦—'બધું નગર . '

૭ ફા૦ ૧—'ભણી' કા૦—'અતિ ઇચ્છા આણી સર્વ જોતા, તે ભુવન પાછળ ફેરા ફરી' એવી લીટી છે

૮ ફા૦ ૨—'બાંધ્યાં'

૯ ફા૦ ૩—'પણ ઝૂંપડી . '

૧૦ ફા૦ ૨—'ઋષિ પામ્યા દુખ ઘણું કરે'

કોકિલ[1] બોલે, હસ્તી ડોલે, હયશાળામાં હય હણહણે;
દાસી કનક-કલશે નીર લાવે, ઊભા અનંત સેવક આંગણે.
દુંદુભિ વાજે ને ઢોલ ગાજે, માંડવે નાટારંભ[2] થાય છે;
મૃદંગ ઢમકે, ઘુઘરી ઘમકે, ગીત ગુણીજન ગાય છે. ૫૧૮

જોઈ સુદામો નિઃશ્વાસ મૂકે, 'કો છત્રપતિનાં ઘર થયાં;
આશ્રમ ગયાનું દુઃખ નથી, પણ બાળક મારાં ક્યાં ગયાં?
ડોમશાળા, રુદ્રાક્ષમાળા, પવિત્ર[3] કુશની સાદડી,—
વિભૂતિ[4] મારી ક્યાં ગઈ? વિપત સામટી[5] એ પડી. ૫૨૨
દેવની ગત ગહન[6] દીસે, પડ્યો[7] કર્માધીન;
કુટુંબ-વિજોગની વિટંબના, હું દૈવે દંડ્યો દીન.[8]
ત્રુટી સરખી ઝૂંપડી ને લૂંટી સરખી સુંદરી,[9]
ગળ્યાં[10] સરખાં છોકરાં, તે ન મળ્યાં [11]મુજને ફરી.' ૫૨૬
[illegible]

---

૧ ફા૦ ૨—'કો કીર્તન . ' ફા૦ ૩—'કો કીરત ' કા૦—'કોઈ
તિ ' મ૦—'કીરત . '
૨ ફા૦ ૩—'નાટવ ' ફા૦ ૧ મા ૫૧૭–૮ નથી ગૂ૦—'તાડવ'
૩ ફા૦ ૩—'વળી પવિત્ર '
૪ ફા૦ ૧ ને આધારે આ લીટી છે ફા૦ ૨—'ગઈ પિસાણી સન્માર્જની' ફા૦ ૩—'ગોપીશાણી સન્માર્જની' મ૦—'ગઈ પીસણી સન્માર્જની'—એમ ગ્રે પરથી મ૦ પાઠના અર્થનો કોઈક પાઠ સિદ્ધ થાય છે કા૦—'ગોપીચંદન સન્માર્જની ગઈ' ફા૦ ૧ના પાઠથી અર્થ સારો બેસે છે, સંધ્યાપૂજાની સાથે ઘટી સાવરણી શું કામ? સંધ્યાપૂજાનાં સાધન એ જ સુદામાની વિભૂતિ ગણાય.
૫ ફા૦ ૩—'શા માટે' મ૦—'કેમ સામટી પડી' કા૦—'આવડી કેમ પડી'
૬ ફા૦ ૨—'ગેહેલી'–ઘેલી
૭ મ૦—'હુ પડ્યો . ' ગૂ૦—'પડ્યો પ્રાણી' કા૦—'પડ્યો પ્રાણ'
૮ ફા૦ ૧ માં ૫૨૩–૨૪ લીટી નથી ૯ કા૦—'નાર'
૧૦ કા૦, મ૦—'સડ્યાં' ૧૧ ફા૦ ૧, કા૦—'બીજી વાર'

સંકલ્પ[1] વિકલ્પ કોટી કરતો, આવાગમન હીંડોળે ચડ્યો;
બારીએ[2] બેઠાં પંથ જોતાં, નિજ કંથ સ્ત્રી દૃષ્ટે પડ્યો.
સાહેલી એક સહસ્ર સાથે, સતી જતી પતિને તેડવા;
જલ-ઝારી ગ્રહી નારી જાયે, જેમ હસ્તિની કલશ ઢોળવા.
હંસગામિની હર્ષ-પૂરણ, અભિલાષ[3] પૂર્યાં મન તણા;
ઝમકે ઝાંઝર, ઠમકે[4] ઘુઘર, વાજે અણવટ વીછુવા.

સુદામે જાણી આવી રાણી, ઇંદ્રાણી વા રુક્મિણી;
[5]સાવિત્રી કે સરસ્વતી કે શક્તિ દીસે શિવ તણી!
સર્વ સાહેલી વીંટી વળી, [6]પદ્મિની લાગી પાય;
પૂજા કરી પાલવ ગ્રહ્યો, તવ ઋષિજી નાઠા જાય.

સૂધ ન સૂઝે, [7]વપુ ધ્રૂજે, છૂટી જટા ઉઘાડું શીશ;
હસ્ત ગ્રહવા જાયે સ્ત્રી, [8]તવ ઋષિ પાડે ચીસઃ
'હું તો સહેજે જોઉં ઘર નવાં, નથી [9]મુજમાં કપટ વિચાર,
હું વૃદ્ધ ને તમો જુવાન, નારી, કઠણ લોકાચાર.

૧ ફ઼ા૦ ૧—'સકલ્પવિકલ્પ કરતો આવ્યો, ગામને ચોરે' (ચડ્યો?)
૨ ફ઼ા૦ ૧—'બૈયર બેઠી પથ જોતી ' ફ઼ા૦ ૨, ૩—' જોતા કથ સ્ત્રીના '
૩ ફ઼ા૦ ૨, મ૦—'અભિલાખ થયા મને ઇછિયા' ફ઼ા૦ ૩—'અભિલાષ થયા મન ઇચ્છતા'
૪ ફ઼ા૦ ૧—' ઘમકે ઘૂઘરડી, વાજે અણવટ પાયે '
૫ ફ઼ા૦ ૨—'હશે સાવિત્રી કે સરસ્વતી, શુ શક્તિ શ્રી એ (મ૦—'દીસે'), શિવ તણી' ફ઼ા૦ ૩ મા ૫૩૩–૩૪ બે લીટી નથી
૬ ફ઼ા૦ ૧—'પીયુ તણે લાગી પાય' ફ઼ા૦ ૨—'પછે પત્ની લાગી પાય'
૭ ફ઼ા૦ ૨, ગૂ૦—'વિપ્ર' મ૦—'સવણું ન સૂઝે વિપ્ર ધ્રૂજે, છૂટી જટા . . 'છૂટી' ગૂ૦ એકમા નથી ફ઼ા૦ ૧ મા ૫૩૭–૮ લીટી નથી
૮ ફ઼ા૦ ૨—'ઋષિ પાડે ચીસેચીસ' ૯ ફ઼ા૦ ૧ મા આ પદ નથી ફ઼ા૦ ૨—'મુને

ભોગાસક્ત હું નથી આવ્યો, મને પરમેશ્વરની આણ;
જવા દો મને [1]શોભા સાથે, હજો તમને કલ્યાણ. ૫૪૨
આ [2]નગરમાં કો નરપતિ નથી, દીસે સ્ત્રીનું રાજ;
પાપણીઓ, ઇશ્વર[3] પૂછશે, મને કાં આણો છો વાજ?'

ઋષિપત્ની કહે, 'સ્વામી મારા, રખે દેતા મને શાપ;
[4]દુઃખદારિદ્ર ગયા ને ઘર થયા, શ્રીકૃષ્ણચરણ-પ્રતાપ.' ૫૪૬
એવું કહી કર ગ્રહી લઈ ચાલી, સાંભળો પરીક્ષિત ભૂપ,
સુદામો પેઠા પોળ માંહે, થયું [5]હરિના સરખું રૂપ.

વલણ

રૂપ બીજા [6]કૃષ્ણ જાણે, ગઈ જરા, જોબન [7]આવિયું;
બેલડીએ વળગ્યાં દંપતી[8], રતિ-કામ જોડું લજાવિયું. ૫૫૦

## કડવું ૧૪

રાગ ધનાશ્રી

નિજ મંદિર સુદામો ગયા, [9]તત્ક્ષણ રૂપે હરિ સરખા થયા;
દંપતી રાજે[10] શોભા માને ભર્યાં, શ્રીહરિએ દુઃખ દોહ્યલાં હર્યાં.

---

૧ કા૦—' . કાં દમો છો,' .

૨ ફા૦ ૩—'ગ્રામમાં' ૩ કા૦, મ૦—'પરમેશ્વર'

૪ ફા૦ ૧—'દારિદ્ર ગયા, આવાં ઘર થયાં' કા૦, મ૦—'દારિદ્ર ગયા, નવાં ઘર થયાં'

૫ ફા૦ ૩—'કૃષ્ણના' કા૦, મ૦—'કૃષ્ણ'

૬ ફા૦ ૩—'હરિ' ૭ ફા૦ ૨, ૩—'થયું'

૮ ફા૦ ૨, ૩ માં 'દંપતી' પછી અનુક્રમે 'સોહે' 'શોભે' પદ વધારે છે.

૯ ફા૦ ૧—'તત્ક્ષણ ઋષિ હરખિત થયો'

૧૦. ફા૦ ૧ માં એક જ ચરણ આ છે,—'દંપતી-શોભા વિરાજે અભિરામ' બીજું નથી ફા૦ ૨ માં પણ એક જ ચરણ જેવું આમ છે —'દંપતી રાજે, શોભાએ

ઢાળ

હોહાલાં[1] હર્યાં ને સોહાલાં કર્યાં, [2]ભાવ માટે ભૂધરે;
એક મૂઠી તાંદુલે જે વિભૂતિ[3], તે લક્ષ યજ્ઞે નવ જડે.
વસન, વાહન, ભવન, ભોજન, ભૂષણ, ભવ્ય ભંડાર,
ચમર, આસન, છત્ર વિરાજે,—ઇંદ્રનો અધિકાર. ૫૫૬
મેડી, અટાળી, છજાં, જાળી, ઝળકે મીનાકારી કામ,
સ્ફાટિક-મણિએ સ્થંભ જડિયા, કૈલાસ સરખું ધામ.
વિશ્વકર્મા ભમે[4] ભૂલ્યો, જોઈ ભવનનો ભાવ;
માણિક મુક્તા રત્ન હીરા, ઝવેર-જોત જડાવ. ૫૬૦
ગોળી ગોળા ઘડા ગાગર, છે કનકનાં સૌ પાત્ર;
સુદામાના[5] વૈભવ આગળ, કુબેર[6] તે કોણ માત્ર!
જાચકનાં બહુ જૂથ આવે, નિર્મુખ કો નવ જાય;
જેને સુદામોજી દાન આપે, લખપતિ તે થાય. ૫૬૪
ઋષિ સુદામાના પુર વિષે ન મળે દરિદ્રી કોય;
કોટી ધજા ઘેર ઘેર બાંધી, અકાલ મૃત્યુ નવ હોય.

---

મન ભર્યાં રે' ફા૦ ૨, ૩ માં 'રાએ' છે તે મ૦ની ટીપમા નોંધેલું 'રાજે' પદ માન્યુ છે કા૦, મ૦—'રાજ્યશોભાએ ભર્યાં'

૧ ફા૦ ૧ મા ૫૫૩-૪ બે લીટીઓ જ નથી ફા૦ ૨ માથી આ કઢી છે, ને ફા૦ ૩ મા શરૂમાં તૂટક છે

૨ મ૦, કા૦—'ભર્યાં ભવન લક્ષ્મી વડે'

૩ મ૦ મા 'વિભૂતિ આપી,' એમ 'આપી' પદ વધારે છે અને ફા૦ ૩ માં 'જગ્ને, યજ્ઞે' બદલે 'જન્મે' છે ગૂ૦—'મુષ્ટિ તાદુલ મુક્તિ આપે' કા૦—'એક મુષ્ટિ તાદુલ આરોગ્યા'

૪ ફા૦ ૩, મ૦, ગૂ૦—'ભૂલો ભમ્યો'

૫ ફા૦ ૧— 'સુદામાનો વૈભવ જોતા'

૬ ફા૦ ૨, ૩—'કુબેર કેહી માત્ર'

જદપિ વૈભવ ઇંદ્રનો, પણ[1] ઋષિ રહે ઉદાસ,
વિષય[2] રાખે ભોગનો, પણ સદા પાળે સન્યાસ. ૫૬૮
વેદ ધ્યાન[3] અગ્નિહોત્ર હોમે, રાખે[4] અંતર હરિનું ધ્યાન,
માળા[5] ન મૂકે, ભક્તિ ન ચૂકે, મહા વૈષ્ણવ ઋષિ ભગવાન

જે સુદામાચરિત્ર સાંભળે, તેનાં દારિદ્ર દોહ્યલા જાય,
[6]જન્મ-દુ:ખ વામે, મુક્તિ પામે, મળે માધવરાય ૫૭૨

છે વીરક્ષેત્ર વડોદરું,[7] ગુજરાત મધ્યે ગામ,
ચતુર્વંશી ન્યાત[8] બ્રાહ્મણ, કવિ[9] પ્રેમાનંદ નામ.
સંવત સત્તર[10] આડત્રીસ વરસે, શ્રાવણ સુદિ નિદાન,
તિથિ તૃતીયાએ ભૃગુવારે, પદબંધન કીધું આખ્યાન. ૫૭૬

---

૧ ફા૦ ૧—'ઇંદ્રનો' પછી 'છે,' ('પણ' ત્યાં નથી)

૨ ફા૦ ૧—'વિજોગ રાખે ભોગનો, ગૃહસ્થ કો પાસે સન્યાસ' એમ છે ફા૦ ૨—'વીખે રાખે ભોગનો પણ સદા રહે ' ફા૦ ૩—'વૈષઅ રાખે ભોગનો ' ફા૦ ૨ ૩ પરથી 'વિષય' પદ બેસાડીને આપ્યું છે, જેથી 'પણ'નો ઉપયોગ ઉપરની લીટી જેમ સાર્થક થાય કે 'વિષય' બદલે 'વેષ' બેસાડી શકાય? ગૂ૦—'વિજોગ રાખે ભોગનો સદા પાળે સન્યાસ' કા૦—'વિજોગ રાખે ભોગનો, થઈ ગૃહસ્થ પાળે સન્યાસ' મ૦માં 'ભોગનો' બદલે 'ભોગનો' છે અને બીજું ચરણ—'પાળે તાહાં સન્યાસ' એમ છે

૩ કા૦, મ૦—'વેદાધ્યયન' ફા૦ ૩—'અગ્નિઅહોત્ર' (અગ્નિ અહોરાત્ર?)

૪ ફા૦ ૧—'અહર્નિસ હરિનું '

૫ ફા૦ ૨—'માળ'

૬ ફા૦ ૩—'જન્મ સુખ પામે મુખગતિ' (મોક્ષગતિ) ગૂ૦—'જનમસુખ ના વામે તે ' કા૦—'ભવદુખ '

૭ ફા૦ ૧—'વડોદરા' ૮ ફા૦ ૧—'જ્ઞાની'

૯ મ૦, કા૦'ભટ' ત્રણે ફા૦માં 'કવિ' છે

૧૦ ફા૦ ૩—' સત્તર પાંચ વરખે, '

ઉદર નિમિત્ત પરદેશ[1] કીધો, સેવ્યુ નંદરબાર,
નંદીપરામાં[2] કથા કીધી, યથા બુદ્ધિ અનુસાર.

વલણ

બુદ્ધિમાને કથા[3] કીધી, કરનારે લીલા કરી,
ભટ્ટ પ્રેમાનંદ નામે[4] શીશ, શ્રોતાજન[5] બોલો જે હરિ. ૫૮૦

---

૧ ફા૦ ૨—'ઉદર નિમિત્ત કરી અવણે ગામે નંદરબાર' ફા૦ ૩ મ૦—'ઉદર નિમિત્ત કરી સેવ્યુ ગામ નંદરબાર' કા૦—'ઉદર નિમિત્ત સુરત સેવ્યુ ને ગામ નંદરબાર' લીધેલો પાઠ ફા૦ ૧ નો છે, 'કીધો' બદલે 'વેઠયો' પદફેરથી તે પાઠ ગૂ૦ માં પણ મળે છે

૨ ફા૦ ૧— નંદીપુરમા કથા કહી' ગૂ૦—'નંદીપુરમા કથા કવી'

૩ ફા૦ ૧—' કહી કથા' ગૂ૦—'બુદ્ધિ પ્રમાણે કથા કવી, '

૪ ફા૦ ૩, મ૦, કા૦—' નામ મિથ્યા' ગૂ૦—'પ્રેમાનંદ નામ મિથ્યા, સહુ જન બોલો શ્રીહરિ'

૫ ફા૦ ૧—' સહુ બોલજો શ્રીહરિ' કા૦, મ૦—'શ્રોતા બોલો જે હરિ'

# ટિપ્પણ

[ કાવ્યની લીટીનો સંખ્યાંક લખી ટિપ્પણ આપ્યું છે. ]

કડવું ૧

૧. પ્રાચીન રિવાજ પ્રમાણે, કાવ્યના આરંભમાં કવિ મંગળ સ્તુતિ કરે છે, તેમાં ગુરુદેવ, ગણેશ, અંબા અને સરસ્વતી દેવીને સમરે છે, (જેથી) 'પ્રગાળ મતિ (અને) વિમળ વાણી પામીએ.'

૩. **રમા-રમણ** [સં.] લક્ષ્મીપતિ — વિષ્ણુ, શ્રીકૃષ્ણ. **ભગવદ્-લીલા** [સં.] ભગવાનની લીલા. **ભાખું** [સં. ભાષ્] કહું. એટલે, કવિનો ઉદ્દેશ ભગવાનની લીલા કહી ભક્તિરસ ચાખવાનો છે, અને શ્રોતા-વાચકને ચખાડવાનો છે.

૪. **શુક સ્વામી** — વેદ-વ્યાસના બાળ-યોગી પુત્ર, જેમણે અર્જુનના પૌત્ર પરીક્ષિત રાજાને ભાગવતની કથા કહી હતી. શંકર અને શુકદેવ પરમ આદિ ભાગવત — વિષ્ણુભક્ત ગણાય છે. તુ. ક.

'એ રસનો સ્વાદ શંકર જાણે, કે જાણે શુક જોગી રે.' —

નરસિંહ મહેતા.

૫. **'પુણ્ય પવિત્ર'** — 'દશમ સ્કંધ'નું વિશેષણ લેવું ઠીક છે. ભાગવતના બાર સ્કંધોમાં આ સ્કંધને વૈષ્ણવો પોતાનો એક પરમ પ્રિય સ્કંધ ગણે છે. પ્રેમાનંદે ગુજરાતીમાં 'દશમ સ્કંધ' લખ્યો છે. (પોતે તે પૂરો કરી શક્યો નહોતો.)

૬. **દશમ સ્કંધ** [સં.] દશમો ખંડ — વિભાગ. એમાં અધ્યાયો — પ્રકરણો છે, તેમાં ૮૦-૮૧ મા અધ્યાયમાં સુદામાની કથા આવે છે. અનેક દેશી ભાષાઓમાં સુદામાચરિત્ર ઊતર્યું છે, તેનું મૂળ આ બે અધ્યાયોના ૮૬ શ્લોકો છે. પ્રેમાનંદ એ મૂળને પૂરો વફાદાર નથી રહ્યો: પોતાના આખ્યાનમાં એણે અનેક સારાં-

નમ્માં પરિવર્તનો કર્યાં છે, જે યથાસ્થાને ટિપ્પણમા બતાવાશે. પરિવર્તનની મુખ્ય દિશા એ છે કે, પાત્રાલેખન તથા વાતાવરણની જમાવટમા કાલક્રમદોષ કરી આર્ષ પ્રાચીન પૌરાણિકતાને પોતાના કાળની અર્વાચીનતા આપી, સંકર પેદા કર્યો છે, જોકે તેમાં દૃષ્ટિ સામાન્ય જનોના મનોરંજનની રહેલી છે, અને તેમા સફળતા મળી છે

૭. **સાંદીપનિ ઋષિ** — ઉજ્જન નગરીમા તેમનો આશ્રમ હતો. ભાગવતકાર (સ્કંધ-૧૦, અ૦ ૪૫) કહે છે કે, રામ કૃષ્ણ જનોઈ લીધા બાદ સાંદીપનિને આશ્રમે ગયા. ત્યાં તેઓ વેદ, ઉપનિષદ, મરહસ્ય ધનુર્વેદ, ધર્મશાસ્ત્ર તથા ન્યાય, આન્વીક્ષિકી વિદ્યા અને ૬ પ્રકારની રાજનીતિ શીખ્યા તેમની સાથે સુદામો ભણતો હતો, એવુ આ સ્થાને નથી ઉલ્લેખ્યુ. અને બે ભાઈઓ ભણવામા એવા હોશિયાર હતા કે, એક વાર કહેતાં શીખી જતા, એમ ભાગવત કહે છે સુદામો વડો વિદ્યાર્થી હતો ને તેને પાટી લખી દેખાડવા જેવા પાછલા નબરના તેઓ હતા, એ કથારસને લઈને કરેલો <u>પ્રેમાનંદી ફેરફાર</u> છે

**સુરગુરુ** [સ] સુરોના-દેવોના ગુરુ બૃહસ્પતિ.

૮. **હળધર** [સ] બળરામ (કૃષ્ણના મોટાભાઈ) હળ જેવું આયુધ હાથમા ધરતા તેથી હળધર ટૂકમા રામ પણ કહેવાય છે. જુઓ ૧૦ મી લીટી. અને **ભગવંત** તે ભગવાન કૃષ્ણ

૯-૧૬. દશ લીટીના 'દશમ સ્કંધ' પરના ટિપ્પણમા નિર્દેશેલા, કાલક્રમદોષથી થયેલા સકરનો દાખલો પ્રેમાનંદના જમાનાની પડ્યાની 'નિશાળ' સાંદીપનિની નહોતી, તેનો તો પ્રાચીન ઋષિ આશ્રમ હતો ત્યા એકડા ઘૂટી પાટી દેખાડવાની નહોતી. વડા વિદ્યાર્થી-પદ્ધતિ પણ પ્રેમાનંદે દાખલ બેસાડી કહેવાય થી આ ખુર્દ જાની આ પ્રકરનું વિવેચન કરતાં કહે છે —

'આ અર્વાચીન સમયનો ચિતાર અત્રે આપ્યો છે તેને સ્થાને જો ગુરુગૃહે વસતા બ્રહ્મચારી શિષ્યોની શાળા તથા શિક્ષણક્રમને વર્ણવ્યા હોત

તો વિશેષ સારું દેખાત તો પ્રાચીન શિક્ષણપદ્ધતિથી સામાન્ય જનો પરિચિત થાત, તથા ગુર્જર સાહિત્યમાં ગાવા વિષયની ન્યૂનતા જણાય છે તે પુરાત' (જુઓ 'સમાલોચક' ઈ સ ૧૯૦૮, પુ૦ ૧૩ અંક ૪, પા ૨૧૯ ૨૦)

**૧૦. સુદામો** — ભાગવતમાં 'સુદામા' નામ નથી, કૃષ્ણને એક 'કુચૈન-ચી થરેહાલ બ્રાહ્મણ મિત્ર હતો એવું સાદું કથન તેમાં છે પોરબંદર — સુદામાપુરીનો તે રહેવાસી હતો

**૧૧.** પ્રાચીન આશ્રમનો રાહ કે ૨૦-હરે- વિદ્યાર્થી ભિક્ષા માગીને ભણતો એ ભાગવતને કવિએ ૧૧-૧૪ લીટીઓમાં ઉત્તમ સહજીવનરૂપે બતાવી છે એ મજેદાર વર્ણન છે

'ભિક્ષા કરવી' આજ નથી કહેતા — 'ભિક્ષા માગવી' કહીએ છીએ જુઓ ટીપમાં પાહાતર.

**૧૨. અશન** [સ] ખાવું તે, ભોજન **ભૂધર** [સ] ભૂ-પૃથ્વીના ધારણકાર, પ્રભુ-શ્રીકૃષ્ણ

**૧૩.** રાગ મેળવીને ત્રણે સાથે (વે.) બોલતા **ધૂન** [સ. ધ્વનિ] એકસરખો અવાજ કે નાદ

**૧૪. મુન** — મુનિ 'ધૂન-મૂન' પ્રાસ ખાતર વિકૃષ્ટ

**૧૫. બંનો** — બેઉ ભાઈ, રામ અને કૃષ્ણ તેઓ ચોસઠ દિવસ રહ્યા અને ચોસઠ કળાઓ શીખ્યા એમ ભાગવત (સ્ક ૧૦, અ ૪૫, શ્લો ૩૬) કહે છે, તે પરથી આ લીટી છે પ્રેમાનંદ ૧૪ વિદ્યા કહે છે સામાન્ય રીતે તે ૧૪ તે આ પ્રમાણે મનાય છે — ૪ વેદ, ૭ વેદાંગ, મીમાંસા, ન્યાય, ધર્મશાસ્ત્ર, અને પુરાણો એમના અભ્યાસ બાબત જુઓ લીટી ૭ પરનું ટિપ્પણ

**૧૭-૨૦.** ચાર જ લીટીમાં 'વહાલાની વિદાયનું વસમાપણું', કૃષ્ણનો સખાભાવ, તથા સુદામાની સખાભક્તિ એકસાથે સરસ સંક્ષેપમાં કવિએ મૂકી દીધા છે

**૧૭. વિશ્વાધાર** [સ] વિશ્વના આધાર — પ્રભુ શ્રીકૃષ્ણ

૧૮. મન કરીને — ચાહીને, ભાવ રાખીને. 'એક વાર' 'મળજો' કે 'માગું છું' બેઉ સાથે લઈ શકાય. 'માગું છું' સાથે લેવાથી 'આટલું એક માગું છું' એવો અર્થ મળે તે સારો છે.

૧૯. મુરારિ [ સં. ] મુર નામના રાક્ષસના અરિ – શત્રુ તે કૃષ્ણ. એને તેમણે મારેલો તે પરથી.

૨૦. મનસા [ સં. मनीषा, फा. मंशा ] ઇચ્છા; મનોવૃત્તિ કે ભાવ.

૨૧–૨૨. આ હકીકતનું ભાવમિશ્ર વર્ણન સુદામા આગળ આપે છે તેય આની સાથે જુઓ. ( લીટી ૨૩૧–૩૪)

૨૧. વાસી [ સં. वासय् ] વાસ કર્યો. મથુરા કૃષ્ણનું જન્મસ્થાન. મામા કંસને મારીને કૃષ્ણ યાદવો સાથે દ્વારકામાં રહેવા આવ્યા ને પછી ત્યાં જ જન્મારો પૂરો કર્યો, એનો ઇશારો અહીં છે.

૨૨–૩૦. સુદામાના ગૃહસ્થ-જીવનનું આ શબ્દચિત્ર ભાગવતકારના આટલા સાદા કથનનો વર્ણન-વિસ્તાર છે — "કૃષ્ણનો એક બ્રાહ્મણ મિત્ર હતો — બ્રહ્મજ્ઞ, ઇંદ્રિયના વિષયો પર વૈરાગી, પ્રશાંત, જિતેંદ્રિય. તે ગૃહાશ્રમી હતો; યદચ્છાએ જે આવી મળે તેના પર નભતો. તે કુચેલ — ચીંથરેહાલ બ્રાહ્મણની તેવી જ ( ચીંથરેહાલ ) ભૂખ-લકડી ( क्षुत्क्षामा ) એવી પતિવ્રતા સ્ત્રી હતી."

૨૨. ગુરુ-આશ્રમમાંથી પાછો ઘેર જઈ ગૃહી બન્યો, પણ એનું મન તો સંન્યાસીને શોભે એવું ત્યાગી વૈરાગી જ હતું.

૨૩. તેની પત્ની પતિવ્રતા છે, પાવન — પવિત્ર મનની છે; પતિને પરમેશ્વર કરીને – માનીને પ્રીછે છે — ઓળખે છે કે સમજે છે.

૨૪. માયા-સુખ [ સં. ] સંસારની જે મિથ્યા માયા તેમાં મળતું ભોગ વગેરેનું જૂઠું સુખ.

૨૫. દશ બાળક — એ સંખ્યા કવિકલ્પિત છે. દારિદ્રય અને દીનતાની માત્રા તેથી વધુ દીસે છે, તો તેમાં પ્રાકૃત હાસ્યની જરાક છાંટ પણ રહેલી છે. ભાગવતમાં કે નરસિંહકૃત સુદામાચરિત્રમાં પ્રેમાનંદ જેવું પરિવાર-વર્ણન મુદ્દલ નથી.

૨૬. શીતળાથી બાળમરણ ઘણા થાય છે એ પ્રેમાનંદ કાળ જેટલી જૂની આપણી દુર્દશા છે

ઓરી, અછબડા, બળિયા વગેરેની દેવી 'શીતળા' મનાય છે તેણે સુદામાના બાળકો ઉપર 'અમીન્છાટો'— કૃપારૂપી અમૃતનો છાંટો નાખ્યો અમીના છાટા જેવા શીતળના આશીર્વાદો પર પાડ્યા — બાળક બળિયાના ઝપાટામાંથી બચી ગયા, એવી કૃપા કરી સુદામાને ઘેર થોડું જ અન્ન મળતું — બાળકોને ખાવાનું પૂરતું નહિ મળતું, તે છતાં તેટલા અન્નથી પણ મોટા થયા 'દૂબળા ઢોરને બગાઈઓ ઘણી' જેવી હાસ્યાસ્પદ કરુણ દશાની અહીં કવિને ટકોર કરવી હોય એમ લાગે છે.

૨૭–૮ આવી દશા છતાં, સુદામો 'અજાચકવ્રત'—ન યાચવાનું વ્રત પાળે છે 'यदृच्छयोपपन्नेन वर्तमान' — આવી મળે તે અશન કરનારો તે છે

આને ભક્તિનો ગુણ માનવો કે શાનો? આના પ્રશ્નના ગર્ભિત સૂચનથી કવિ સુદામાના પાત્રને ઉતારતો લાગે છે.

ઓઢવું [स उद्वह्—उद्वृ ઉપરથી?] ધરવું, લબાવવું.

૨૯. ઘરસૂત્ર—ઘરસંસારનું જે સુખ (માયાસુખ) તે નથી ઈચ્છતા તુ૦ ક૦ લીટી ૨૪ અને ૩૨

ઋષિના સંતોષનું શબ્દચિત્ર હિંદુસ્તાની સુદામાચરિત્રની ફાર્બસ સભામાંથી મળેલી હસ્તપ્રતમાંથી જોવા જેવું છે

"બડોત ગરીબ સુદામા બ્રાહ્મણ, નિકટ ફલાકતમેં જબ અટકા,
શત પેવન લગે ચાદરકું, શિર બાંધા ઝબુનસા પટકા
જૂતી ગઈ ટૂટકે ફટકે, વે અપની કિસ્મત પર રાજી,
કિસી બાતસે દિલ નહિ મિટના
હાડી એક ગમાઈ કે અદર, તીસકૂ ભી શત પેવન કારી,
ટૂટીગી કડછી લોહેકી, ટૂટી મબે કિનાર તગરરી;
તવા નહીં ચૂલે પર સાબૂત, ધરી ઠીકરી દરકદરારી

**દરિદ્રી**—દળદરવાળો, આળસુ અને પ્રમાદી

૩૪ લોકોની એવી અજ્ઞાન દશામા, માગ્યા વિના કોણ આપે? પરિણામે ખાધાનું ઘણુ દુખ પડે ને તેથી ભૂખે ને કમજોરીએ નાચા કપે તુ૦ ૮૦ ભાગવતકાર ( અ ૮૦-૮ ) સુદામાની સ્ત્રીનુ વર્ણન કરે છે—'दरिद्रा सीदमाना सा वेपमाना'—(ગરીબ, નખાઈ ગયેની ને કાંપતી )

આ પ્રકરણના પાઠાતરો ટીપમા જુઓ

**૩૫-૬. માગવાનુ કામ કામિની** [ स ]—સુદામાની સ્ત્રી કરે, ઉપરાત કોઈના કપડા **પખાળે** ( स प्रक्षाल् ) ધુએ છે, તો કોકનુ પાણી ભરે છે એમ જેમ તેમ કરીને—અનેક પ્રકારે ને મહામુસીબતે સ્ત્રીજન અન્ન લાવે, ને નિજ કુટુબને પોષે છે

દળણા દળવાનુ કેકેનાનુ રહી ગયુ કે શુ? બ્રાહ્મણના નિહિતકર્મોમા આ શુદ્ર કર્મ ક્યાથી? પ્રેમાનદ નાળે એ દાખલ થયેલુ એમ? ત્યારે બ્રાહ્મણો આજના 'મહારાજ' થયા હશે, કે તે પરિવર્તન પછીના જમાનાનુ હશે? સુદામો અધ્યયન અધ્યાપનનુ બ્રાહ્મણકર્મ તો કરતો જ હશે પણ કવિને તો દરિદ્રી ભિક્ષુક ચીતરવો છે, એટલે માન ન મનાય એવા કાળ દોષો કરી પાડે છે

**૩૭-૩૮. એણી પેરે**—એ પ્રકારે, એ રીતે **પછે**—પછી [ सं पश्चात् ] **પુરમા**—નગરમા અન્ન મળતુ રહ્યુ—અટક્યુ એટલે ભિક્ષા અને કામ બને બધ થયા, એમ? ('દુર્ભિક્ષ' નો આવો પ્રસગ, કાઈક કથા કે જેવુ રચના સારુ, કવિન્કલ્પિત જ છે, ભાગવતમા નથી )

પરિણામે બાળકોને બે ઉપવાસ થયા મોટેરા પતિપત્નીને જ નહિ, ફૂલ જેવા બિચારા બાળકોને! **તવ**—ત્યારે સ્ત્રી સુદામા પાસે કહેના આવી

ભાગવતકાર આવો કોઈ ખાસ પ્રસગ ગુજર્યો ત્યારે સ્ત્રી કહેના આવી એમ નથી બતાવતો સામાન્ય દીન દશા પરથી જ સ્ત્રી કહે છે જુઓ નરસૈયાનું સુદામાચરિત પણ ( પદ ૧લુ )

૪૨. ખાનાનુ જ મૂળમા નથી ત્યા આગળ **સુખ-શય્યા** [स] આરામથી સુખે સૂવાની પથારી, **ભૂષણ**-આભૂષણ, ઘરેણુ, કે **પટકૂળ**-પડેરવાનું સારુ લૂગડું, એ તો ક્યાથી જ હોય? હરિ આપણને **અનુકૂળ** – ફાવતો નથી પરમેશ્વર આપણો પાધરો નથી

૪૦-૪૩. નીચે ટીપ ૫ મા પાઠાતર જુઓ ફા. ૩ મા આ લીટીઓ નથી એને ક્ષેપક ગણી ચાલીએ તોય પ્રવાહને વાધો નથી, કદાચ વધારે સારો પણ ગણાય જોકે એક જ પ્રતને આધારે તે રદ ન કરી શકાય

૪૩. દુખનુ કરુણ અને આમેહમ ચિત્ર બાળક માનું જ મો જુએ, પણ મા શુ કરે? તે સ્વામીને કહે' બન્યુ તેટલુ કર્યું, પછી પુત્રમા મળતુ જ બધ થયુ એટલે તે શુ કરે? તે **અબળા** (લીટી ૩૯) છે

૪૪. **અળખામણી** [स अलक्ष्यमान] અપ્રિય, અકારી લાગીશ કેમ કે સુદામાને ન ગમતુ પોતાને કહેવાનુ છે, એમ તે સમજે છે

૪૫-૬૧. સુદામાના ઘરસસારનુ ચિત્ર પ્રેમાનદ નાળના ગૃહસ્થના સામાન્ય ધર્મો ને તેની વાસનાઓનો ચિતાર પણ એમા મળે છે

૪૫. ધાતુનુ વાસણ કે સાગ વસ્ત્ર હોવા એ કાઈક સારી સ્થિતિ દર્શાવે છે હિંદુસ્તાની પ્રતમા આ વિષે ચિતાર અગાઉ લીટી ૨૯ના ટિપ્પણમા છે તે જુઓ

કર [स] — હાથ વડે **સાહવા** — ઝાલવા જેવુ પણ ધાતુનુ વાસણ નથી, **સમ** [अ कसम?] ખાવા જેવુ એક પણ **સાજું**— ફાટયા વગરનુ વસ્ત્ર નથી તુ૦ક૦ 'કુચૈન'

૪૬. **વાડી** — (ફળઝાડનુ) ખેતર અને **ઝાડવાં**, યા વાડીના ઝાડના એમ લઈ શકાય **બાડુવા** [स बटुक] બટુક, નાના, તે પરથી બાપડા-મીચારા તુ૦ ક૦ 'બાળુકે દીધ બાડુવા', 'મોસાળ પધારો બાડુવા રે' — (નળાખ્યાન)

૪૭. આ તે ઘર કે વેરાન? **શ્વાન મંજાર** – કૂતરા બિલાડા

૪૮–૫૧. ગૃહસ્થના પાંચ મહાયજ્ઞ – બ્રહ્મયજ્ઞ, દેવયજ્ઞ, પિતૃયજ્ઞ, મનુષ્યયજ્ઞ અને ભૂતયજ્ઞ. તેમાંનો એકે કરી નથી શકાતો, એવી અપાર દરિદ્રતા વર્ણવે છે.

૪૮. **અતીત** (અતિથિ) આવે છે, પણ પાછો **નિર્મુખ**–વીલે મોઢે, નિરાશ થઈને – જમ્યા કે કાંઈ પામ્યા વગર જાય છે. મનુષ્યયજ્ઞ વિષે આ કહ્યું. **ગવાનિક** — ગૃહસ્થે રાંધેલામાંથી ગાય એને માટે પ્રથમ કઢાતો ભાગ પામતી નથી. આ ભૂતયજ્ઞની દશા કહી.

૪૯. ગાયત્રી-મંત્ર (જપો છો) અને (દેવની) સેવાપૂજા (તો) કરો છો; (એ બ્રહ્મયજ્ઞ થયો.) પણ દેવ **નૈવેદ્ય** [સં.]— પ્રસાદ ધરાવ્યા વિના પૂજાય છે! તે યજ્ઞ પણ અધૂરો જ થાય છે.

૫૦. પૂજ્ય (ગણાતા બ્રાહ્મણ) **પર્વણીએ** – પર્વ · હોય, સપરમો દહાડો હોય ત્યારે પણ જમતા નથી — જમાડી શકાતા નથી. (પર્વનો દિવસ પણ) જેવો ઊગે તેવો જ આથમે છે. કેવી સચોટ ઉક્તિ આ છે! ગરીબ લોક પણ વારતહેવારે તો સારું કરીને ખાય – ખવડાવે છે.

આ અર્થ તથા સ્વીકારેલા પાઠને માટે જુ. ક. લીટી ૧૨૧ મી.

૫૧. પિતૃઓનું **શ્રાદ્ધ** [સં] દર વર્ષે પિતૃઓને અપાતી અંજલિ કે કરાતું તર્પણ. **સમછરી** [સં. संवत्सरी]— વર્ષી. (એ પિતૃયજ્ઞની વાત કરી.)

૫૨ – ૫૪. હવે બાળકોની દશા કહે છે. તેમાં લગ્ન — ને તે **સત કુલની** — સારા કુળની કન્યા જોડે — તે પણ યાદ કરાય છે! પોતાનાં બાળકોના આ સંસ્કાર માટે ગુજરાતી માબાપો ભારે ચિંતા કરે છે એ સુવિદિત છે.

૫૩. **વાગલાં** – વલખાં, ફાંફાં. **આંગલાં** [સં. अंग, म. आंगा] ઝભલાં. **આંગલાં-ટોપી** — બાળક માટે વસ્ત્ર આભૂષણ વગેરે બધું, એવો સામાન્ય અર્થ લેવો. જુઓ લીટી ૪૫ – ૬. તેનો જ ભાવ અહીં ખેવડાય છે.

૫૫–૫૯. બાળકો બાદ પતિ સંભારે છે. એથી તો ધીરજ જ નથી રહેતી! પતિ એ તો હિંદુ સ્ત્રીનું સર્વસ્વ. 'તમારું દુઃખ દેખીને મરું.' કેવો સચોટ મર્મવેધી ઉદ્‌ગાર છે!

**૫૭. રાખોડી-ઘટા** — ઘટા જામે તેટલા બધા રાખોડીના થર. જટાની દોદશતા બતાવવા અતિશયોક્તિ. (જુઓ લીટી ૨૬૫ — 'ભસ્મે ભરિયો') બાવા રાખોડી માથામાં નાખે છે તેમ ન મનાય, કેમ કે સુદામા વેશે સંન્યાસી નથી.

**૫૮. પડી રહો છો** — એ તે કાંઈ સૂવાનું કહેવાય?

૫૯. શરીર, વસ્ત્ર, શય્યાના હાલ આવા; તેમાં વળી ખાવાના તોટા! તે મને કાળજે અંગારની પેઠે દઝાડે છે.

૬૦–૧. છેલ્લે ઋષિપત્ની પોતાને વર્ણવે છે. બધાનું ઉપલું દુઃખ તેનું તો ખરું જ — 'હું તો (આવા બધા) દારિદ્ર્યના સમુદ્રમાં ડૂબી છું. મારું ખાસ જે **હેવાતણ** — સૌભાગ્ય, તેનાં બે લક્ષણ — ચાંલ્લો અને ચૂડી. બે હાથની એકેકી ચૂડી તો છે; પણ **લલાટે** [સં. निलाट] કપાળે દેવા માટે — ચાંલ્લો કરવા માટે કંકુ ન મળે!

ઋષિપત્નીને ભાગવતકાર 'ક્ષુત્ક્ષામા' — ક્ષુધાથી સુકલકડી — કહે છે. દાસી કૃષ્ણને સુદામાનું ઓળખાણ અલંકારથી આપે છે — 'ક્ષુધા-રૂપિણી સ્ત્રીએ તે વરિયો' (લીટી ૨૬૫); પણ તે શબ્દશઃ પણ સાચું જ છે.

**૬૩. દહાડી**-હમેશ,રોજ. **મિત્રાચાર** [સં.] મિત્રાચારી, દોસ્તી.

૬૪–૭૨. પ્રભુ દોસ્ત હોય અને આપણે દરિદ્ર રહીએ એ તો 'મીન પિયાસી' જેવા ઘાટ ગણાય, એ બતાવવા અનેક દૃષ્ટાંતો આપે છે.

**૬૫. કેમ** — શું કામ?

૬૬. **હુતાશ** [સં.] અગ્નિ, હુતાશન. **શીત** [સં.] શીતળતા, ટાઢ. જે માણસ હુતાશ **પ્રગટ કરી** — પ્રગટાવી, દેવતા લગાડી. તેને **સેવે** — તાપે, તેને **પાસ** (સં. पार्श्व) શીત **કેમ** — કેવી રીતે આવે?

ગોમતીમા **મજ્જન** [સં] ડૂબકી મારવી, સ્નાન કરવુ અને (પ્રભુના) દર્શન, એ બેનુ ફળ તો મળ્યા વગર નહિ રહે

જડવું — મળવુ જુઓ અગાઉ પ્રયોગ, લીટી ૩૭, ૪૦

૭૯. સ્ત્રીનુ નીતિવાક્ય — 'બ્રાહ્મણને ભીખના શી લાજ' ? — સુદામો પોતાની રીતે બ્રુજે છે માગણનો બ્રાહ્મણને પ્રતિબધ નથી

**પ્રતિવાય** [સ] રોકાણ, પ્રતિબધ, મનાઈ

૮૦. 'પણ મામ મૂકી મિત્ર આગળ માગતા જીવ જાય (છે)' 'મામ (ની) ન મૂકીએ' — એ સ્વમાનનુ નીતિવાક્ય સુદામો પત્ની સામે રજૂ કરે છે

માગવુ દ્રોણનેય નડ્યુ હતું દ્રુપદના અપમાને કરીને જ તે ગર્ષિ મટી ગજગુરુ થયો ભિક્ષાથી બ્રાહ્મણની આજીવિકા ચાને એ સ્મૃતિમાન્ય છતા, તેનો અર્થ દીનતા નથી અધ્યયન અધ્યાપનના બ્રહ્મતેજે કરીને, માનભેર નિર્વાહ મળે જ, એવી એમા ફલશ્રુતિ રહેલી છે

અર્વાચીન કાળમા શાળા તંત્ર ફરવાથી બ્રાહ્મણો ધધા વગરના બન્યા તે કાળમા ભીખવુ વધ્યુ, તો મામે ન માગવામા માન પણ સૂઝે એ બનવા જોગ છે તેવા કાળની વાત પ્રેમાનદ કરે છે?

**મામ**—મમત, ટેક, સ્વમાન.

૮૧. **ભુવન** [સ] લોક જુઓ લીટી ૭૪.

૮૨. તુ ક. नतु ब्रह्मन् भगवत सखा साक्षात श्रिय पति — સાક્ષાત શ્રીપતિ આપના મિત્ર છે.

૮૫-૬. — ૮૩-૪મા સુદામે કૃષ્ણને કહેવાની — માગવાની આનાકાની કરી તેનો સ્ત્રીનો જવાબ — 'મામે કામ વણસે' [स विनश्] બગડે, કથળે કે નાશ પામે. સુદામો કહે, 'મામ ન મૂકીએ', સ્ત્રી કહે, 'મામે વણસે કામ'।

૮૯. હે પ્રભુ, તે પુરુષ ઉદ્યમી, (જે) જઈ પોતાનુ કાજ કરે એમ કહી પતિને ઉદ્યમ કરવાની ટકોર કરે છે, જેનો ઉત્તર લીટી ૯૧મા છે. આ ટકોરની સ્પષ્ટતા જુઓ લીટી ૯૩.

૯૦. બ્રાહ્મણકુલનુ કર્મ ગીતા આ કહે છે —

"શાંતિ, તપ, ક્ષમા, શૌચ, શ્રદ્ધા, નિગ્રહ, આર્જવ,
જ્ઞાન, વિજ્ઞાન — એ કર્મો બ્રાહ્મણોના સ્વભાવથી "

તેમા બીજાનો ઉમેરો કયા શાસ્ત્રને આધારે ?

૯૪. સ્ત્રીને ખાતરી છે કે, એક વાર ગયે 'મનવાછિત ફળ આપશે'—'ભાગ્ય ભાગશે'

૯૫. પાણિ [સ] હાથ

૯૬. 'માગ્યાથી તો મરણ રૂડુ'— સ્વમાનની ટેક કહેવાય છે કે, માણસ બીજુ ગમે તે સહે, ગરીબાઈ નથી સહી શકતો. સ્વમાન હોય તો જ તેની સામે ટકી શકાય

નરસિંહના સુદામાચરિતમા, દ્વારકા જતા રસ્તામા સુદામા આમ વિચારે છે — 'માગવુ મૃત્યુ પ્રમાણ છે પ્રાણીને, લોભ કીધે ત્યાહા પ્રીત તૂટે,' (જુઓ પદ ૫ શરૂમા)

૯૭. ગન્ન થકા [स स्थित] — થઈને પણ ધ્રુવ વિભીષણ પ્રહ્લાદ આ વગેરે જઈને શ્રી જગદીશને જાચ્યા* — તેમની આગળ યાચના કરી, અને જગદીશે તેને — તે દરેકને અખડ પદવી આપી

'ધ્રુવને આપ્યુ અવિચળ રાજ્ય' સાવકી માના મહેણાથી વનમા જઈ પ્રભુ ભજ્યા પ્રભુએ દર્શન દઈ રાજ્ય આપ્યુ અને આકાશનું અવિચળ ધ્રુવપદ પણ આપ્યુ જુઓ ધ્રુવાખ્યાન

વિભીષણ — રાવણનો ભાઈ તે રામભક્ત હતો રાવણની નાસ્તિકતા તથા અધાર્મિકતા જોઈ, ભાઈનો ત્યાગ કરી રામને શરણે ગયો રાવણ મર્યા પછી લકાનુ રાજ્ય રામે તેને આપ્યુ

પ્રહ્લાદ — હિરણ્યકશિપુ રાક્ષસનો વિષ્ણુભક્ત પુત્ર પિતાએ અનેકવિધ ત્રાસ આપવા છતા, રામનામ ન જ છોડયુ. વિષ્ણુએ

* સુદામાની પત્ની કહે છે તે અર્થમા આ એકે દાખલામા જાચ્યા નથી તેઓએ તો પોતાની સત્ય ટેક રાખી, અને પ્રભુ એની મેળે આવીને ઉગારી ગયો એટલે દાખલા તો સુદામાની દલીલને પુષ્ટ કરતા ગણાય

નરસિંહરૂપે આવી રાક્ષસને માર્યો અને પ્રહ્લાદને નિર્ભય કરી રાજ્ય આપ્યુ.

અબરીષની કથા ભાગવતમા આવે છે એક દિવસ દુર્વાસા ઋષિ એને ત્યા મહેમાન હતા આગલે દિવસે એકાદશી હતી, તેથી સવારમા પારણા કરવા જોઈએ પણ મહેમાનને જમાડ્યા વગર કેમ ખવાય? અને દુર્વાસા તો સધ્યામા પડ્યા હતા આ ધર્મસકટમાથી રાજાએ ચરણામૃતથી પારણા કર્યા પણ દુર્વાસાને આથી અપમાન લાગ્યુ ને શાપ દેવા તડ્યા વિષ્ણુએ તેમાથી અબરીષને બચાવ્યો

૯૯. વાર્તા [स] અમરઅતર

૧૦૦. આ ઉક્તિ બહુ ગમ્ભીર રીતે પણ અક્ષરશ ખરી પડે છે, જોકે તહીં જવાનુ તો થાય જ છે, પણ તેનાથી **નવનિધ** — સર્વસમૃદ્ધિ મળતી નથી

૧૦૨. હુ (એવા પ્રકારની) જુગતે–યુક્તિથી કેમ કરી—કેવી રીતે જીવુ? તમે તો ત્યાગ અને જ્ઞાનથી સતોષ ને સમાધાન રાખી શકો છો (તે બાબતમા) નારીનો અવતાર **નીચ** [स] હલકો, ઊતરતો છે, નારી પુરુષ પેઠે એટલી જ્ઞાની, ત્યાગી — આધ્યાત્મિક નથી હોતી

'જીવુ' બદલે 'જીતુ' પાઠ ફા૦ ૨, મ૦મા છે તો આ ચરણનો અર્થ એ થાય કે, તમારી જોડે યુક્તિમા — દલીલબાજીમા હુ કેમ કરીને જીતુ? તમે તો જ્ઞાની, હુ તો નીચ અવતારની સ્ત્રી! યુક્તિ લડાવવામા મારી શક્તિ શી? જોકે પછીના કડવામા લડાવે તો છે જુઓ ૧૩૭–૧૪૮ ઇ૦ લીટીઓ.

**૧૦૩-૪.** દલીલથી જે ન વળ્યુ તે ઋષિપત્ની **આંસુ ભરે છે** — રડે છે કે આંસુથી આખ ભરે છે — તેથી સધાય છે સ્ત્રીના દુખથી સુદામા પીગળે છે, પણ જવા હા નથી પાડતા કવિને એક બે મોઘી દલીલો કાવ્યમા ઉતારવાની હજી બાકી છે

## કડવું ૪

નસીબવાદની મોટી દલીલ હવે સુદામા તરફથી શરૂ થાય છે. સ્ત્રી તેની સામે સીધી સ્થિતિ જે હયાત છે તે રજૂ કરે છે—' અન્ન વિના કોને ચાલે નહિ; ઊભો અન્ને આખો સંસાર.' રુએ બાળક, લાવો અન્ન;' અને નસીબવાદ સામે ઉદ્યમવાદ રજૂ કરે છે— 'ઉદ્યમ નિષ્ફળ જાશે નહિ;' ને નસીબ કે પાપનો વાંક હશે તો, ઈશ્વરદર્શનના ઉદ્યમથી, તેને 'ધોશે ધરણીધર તતખેવ.'

આ વાંચી ઋષિપત્નીની 'જુગતે જીવું કેમ કરી' એ માત્ર વિવેકની જ ભાષા લાગશે.

૧૦૫. **સુંદરી** [સં.] સ્ત્રી. ('સુંદર સ્ત્રી' એવો શબ્દાર્થ નથી.)

૧૦૭–૮. (વિધિએ) જે **નિર્મ્યું** [સં. निर्मा] નક્કી કર્યું છે તે પામીએ. વૃદ્ધિ [સં.] ફાયદો, વધારો; કે **હાણ** [સં. हानि] હાનિ, નુકસાન **વિધિએ** [સં.] વિધાતા–દૈવે લખ્યાં છે. હિંદુઓ માને છે કે, દરેક જણ પોતાનાં સુખદુઃખ કે નફોનુકસાન જન્મથી જ નક્કી થયેલાં લઈને પ્રભુ પાસેથી આવે છે; તે વિષે હવે પછીની કડીઓ વિવરણ કરે છે.

૧૦૯–૧૦. **સુકૃત** [સં.] સારું કામ, પુણ્ય અને **દુકૃત** [સં. दुष्कृत] નઠારું કામ, પાપ; એ બે મનુષ્યના **મિત્ર** સાથી છે; તે તેના પ્રાણ અને આત્મા સાથે જન્મે જન્મે જાય છે. પોતાનાં કર્મોના બંધમાંથી, પોતાના પુરુષાર્થથી, માણસ મુક્તિ ન મેળવે ત્યાં સુધી, જન્મોજન્મ સુકૃત દુકૃત જોડે લઈને તે અવતર્યા કરે છે.

૧૧૧. પૂર્વ જન્મમાં દીધા વગર, એમ સમજવું. દાન જમણે હાથે કરાય એવો શુભ આચાર છે.

૧૧૩–૪. **ખડધાન** [સં. खटक-धान्य] હલકી જાતનું—બાવટો બંટી કે કોદરા જેવું—ધાન્ય, અનાજ. **શાળ** [સં. शालि] ડાંગર, ચોખા. તુલના 'વાવે તેવું લણે', 'કરણી તેવી પાર-ઉતરણી'.

**૧૧૫-૧૬.** તુ૦ ક૦ 'પાણી પહેલાં પાળ બાંધવી જોઈએ.' **શોચના** [સં.] શોક, દુઃખ, પસ્તાવો.

**૧૧૭-૧૨૮.** સામાન્ય કાયદો કહીને હવે પ્રેમાનંદી જમાનામાં કેટલાક ખાસ પુણ્ય મનાતા લોકાચારને વીણીને, ઉદાહરણરૂપે, સુદામાના મુખમાં મૂકવામાં આવ્યા છે. બીજા અનુસંધાનમાં આવતાં છતાં, તે પુનરુક્તિ છે. (જુઓ લીટી ૪૮-૫૧.) એ પરથી માની શકાય કે, એ આચારો વિષે રૂઢિબુદ્ધિ પ્રેમાનંદ-કાળમાં ઠીક ઠીક જામી હશે. સુદામાને પણ આ ધર્માચાર બાબતમાં તેની પત્ની જેવી જ શ્રદ્ધાબુદ્ધિવાળો કવિએ ચીતર્યો છે.

**૧૧૭. એકાદશી-વ્રત** [સં] અગિયારશનો ઉપવાસ. આજે ઘણુ આ વ્રત હિંદુ સ્ત્રીઓ કરે છે.

**૧૧૯-૨૦. પિતૃતર્પણ** [સં.] પિતૃઓની તૃપ્તિ—સંતોષ અર્થે કરાતો શ્રાદ્ધવિધિ. ભાદરવાના કૃષ્ણપક્ષમાં આ વિધિ થાય છે; તેથી તે પક્ષને શ્રાદ્ધપક્ષ—શરાદિયાં જ કહેવાય છે. ત્યારે પિતૃઓને વાશ નંખાય છે. ટીપમાં જુઓ ૭ મું પાઠાંતર, જે બિનજરૂરી છે.

**૧૨૧-૨ બ્રહ્મભોજન** [સં]—બ્રાહ્મણોને અપાતું જમણ ન કર્યું—બ્રાહ્મણો ન જમાડયા. (તુ૦ ક૦ લીટી ૫૦) **હોમહવન** [સં.] યજ્ઞયાગ ન કર્યો. 'અગ્નિ તૃપત કીધા નહિ,' એ પાઠાંતર ૧૧૯ માં નીચે છે, તેની ગરજ આ 'હોમહવન'થી સરે છે.

**૧૨૫-૨૬.** હરિની પ્રીતિઅર્થે, તેને નૈવેદ્ય ધરાવીને, પ્રભુની પ્રસાદીરૂપ આહાર આપણે ન લીધો. કૃષ્ણાર્પણ કરીને ખાવુંપીવું, એ વૈષ્ણવ આચાર ભક્તહૃદયની સહજ નમ્રતા સૂચવે છે.

**હુતશેષ** [સં.] હોમ્યા પછી શેષ—બાકી રહેતું. પાંચ યજ્ઞો કરી, તે અર્થે આહાર પહેલો વાપરી, પછી વધે તે જ ખાવું. એમ યજ્ઞ કરી શેષ રહેતું ખાનાર અમૃત જમે છે ને બ્રહ્મને પામે છે; અને તેમ ન કરનાર પાપ ખાય છે, એવું ગીતા કહે છે. તેની છાયા અહીં જુઓ.

૧૨૭–૮. હુતશેષ ન ખાય તે પાપ ખાય છે એનું કથન. દુર્ભર [ સં. ] મહામુશ્કેલીએ ભરી શકાય એવું — પેટ.

આપણાં પૂર્વજન્મનાં કર્મોની આવી દશા છતાં, ( કોઈક પુણ્યને પ્રતાપે કે પ્રભુકૃપાએ ) પશુના અવતારમાંથી આપણે બેઉ છૂટયાં ને માણસ અવતર્યાં— પશુપંખી વગેરે નીચ યોનિમાં ન જન્મ્યાં. આ એક સદ્ભાગ્ય ગણાય. તો તેનો સદુપયોગ કરવો ઘટે. શી રીતે? ૧૨૯–૧૩૨ લીટી તે કહે છે.

૧૨૯–૩૧. તુ. ક. 'સુખદુઃખ મનમાં ન આણીએ ઘટ સાથે રે ઘડિયાં.' એમ વિચારી, આપણે સંતોષરૂપી અમૃતનો સ્વાદ લઈએ: સુખ માટે તલસીએ નહિ; પણ મનને ભક્તિમાં–હરિચરણે સ્થિર કરીએ. એવી નિષ્કામતા છતાં, ભક્તિ તો ફળશે જ: તે જોઈ પ્રભુ નવનિધિ આપશે — સૌ સારાં વાનાં કરશે.

એક બાજુ એવો વિચાર કે, આપણે ભજન કરવું અને દુઃખ ગરીબી તેનાં સહાયક છે ( જુઓ લીટી ૪૯૯–૫૦૨ ), અને તેની જ સામે, ભક્તિની બક્ષિસ તરીકે નવનિધિ — રિદ્ધિસિદ્ધિ મળશે, એવી ભક્તિને માટે રુચિકર શ્રદ્ધા — બેઉ આપણા લોકમાનસમાં રમતી પરસ્પર-વિરોધી છતાં ઘણી જૂની ભાવનાઓ છે.

૧૩૨ મી લીટીનું પાઠાંતર ટીપ ૫ માં નીચે જુઓ. એકે ફા. પ્રતમાં તે મળતું નથી. સુદામાની ચાલુ ઉક્તિમાં અને 'ઘેલી કોણે કરી રે' એ ધ્રુપદ અગાઉ આવું કવિ-કથન બરોબર ન લાગવાથી, પછીની પ્રતોમાં સુધર્યું તો ન હોય?

૧૩૩. 'અબળા'નો પ્રયોગ ૩૯ લીટીમાં પણ જુઓ.

૧૩૫–૬. આદર્શવાદ સામે વાસ્તવવાદનું સચોટ પ્રહાર-સૂત્ર. સ્ત્રી તરફની આખી દલીલ — 'રુએ બાળક, લાવો અન્ન.'

અને બીજી દલીલ — ૧૩૭–૧૪૪ લીટીઓ: 'મોટા જોગેશ્વર (કે) હરિભક્ત — કોને (=કોઈને) અન્ન વિના ચાલે નહિ. ... તો આપણ તે કોણમાત્ર?'

૧૩૯–૪૦. જુઓ ૧૪૭–૮ લીટી પણ. તુ૦ક૦, 'शरीरमाद्यं खलु धर्मसाधनम्'।—શરીર ધર્મનું પહેલું સાધન છે. अन्नाद् भवन्ति भूतानि — અન્નમાંથી પ્રાણીઓ થાય છે. अन्नं वै ब्रह्म — અન્ન બ્રહ્મ છે.

૧૪૧. અન્નપૂર્ણા [સં.] જગતને અન્ન પૂરું કરનારી દેવી. દુર્ગાનું બીજું નામ. તેથી શિવે તેમને ગમ્યાં એમ કહ્યું છે.

૧૪૨. રવિ [સં] — સૂર્ય અક્ષયપાત્ર [સં.] — જેમાં કદી અન્ન ખૂટે જ નહિ એવું પાત્ર ગમ્યુ છે. ખરેખર, રવિ વિજ્ઞાન-દૃષ્ટિએ પણ અક્ષયપાત્ર જ છે: વરસાદનો તથા જીવનમાત્રનો આધાર રવિપ્રકાશ છે.

૧૪૩. ઋષિ તે વસિષ્ઠ. કામધેનુ [સં.] — માગો તે આપનારી ગાય. વસિષ્ઠ વિશ્વામિત્રની વાત અહીં યાદ કરો.

૧૪૫–૬. કલ્પવૃક્ષ — જેની તળે જઈ ઇચ્છો તે — મનવાંછિત (આહાર જ નહિ પણ ગમે તે) આપે એવું વૃક્ષ. તે સ્વર્ગમાં દેવો પાસે છે એવી કલ્પના કરી છે.

૧૪૮. તુ૦ ક૦ अन्नं वै ब्रह्म એ શ્રુતિ. બ્રહ્મનું એક રૂપ અન્ન છે. પરંતુ તેથી એમ દલીલ નથી સમજવાની કે, ખાવા માટે સૌ જીવે છે. ખાધા વગર જીવન ન નભે; ત્યાર પછી ધર્મ, કર્મ કે મોક્ષ માટે પુરુષાર્થ બની શકે.

૧૪૯. ઉદ્યમ — માગવાનો. જુઓ 'ફેરાનું ફળ . . .' એ પાઠાંતર. સુદામા દૈવ આગળ કરે છે એમ માની તેની સામે ઉદ્યમ-પુરુષાર્થની આ ટકોર છે.

પણ સુદામો ઉદ્યમ જ કહે છે, પણ તે જુદા પ્રકારનો — ભક્તિ. અને તે અફળ નહિ જાય એમ સુદામોય કહે છે. જુઓ ૧૨૯–૧૩૧ લીટીઓ.

ધર્મ સંભાળીએ તો અર્થ અને કામ એની મેળે તેની કેડે આવે જ — એ શ્રદ્ધા સુદામાની; અર્થ કામ ન સંભાળીએ તો ધર્મ પણ ન નભે — એ દલીલ ને શ્રદ્ધા સુદામાપત્નીની. એ વાતમાં

ફરક કેટલો? જીવનમાં અધર્મ કે અસત્ય કરતાં ધર્મ કે સત્ય પહેલું મૂકો છો કે પછી, એમાં આભ જમીનનો ફરક પડે છે. એ જ ફરક રૂપાંતરે આ કાવ્યનું રસબીજ છે.

૧૫૨–૨ **દારિદ્રના** [ સં. दारिद्र ] — ગરીબાઈના **અક્ષર** — વિધિના લેખ ( જન્મ સાથે ) **લાવ્યા**[ સં. ला ] — લઈને જન્મ્યા, તે **ધરણીધર** [ સં. ] — પ્રભુ તતખેવ **ધોશે** [ સં. धौ ] — ભૂંસી કાઢશે. આમાં ઉદ્યમ એટલો કે, માગવા દ્વારકા સુધી જવું. પછી તો ઋષિ પત્નીનેય ઈશ્વર-શ્રદ્ધા જ છે કે, તે નવનિધ આપશે. પણ પતિપત્નીની શ્રદ્ધામાં કેટલો બધો ફેર! આ ફેર આ કાવ્યમાં કવિએ ઠીક રસપ્રદ કરીને, એટલે કે, સામાન્ય લોકમાનસની સહાનુભૂતિને અપીલ કરે એવી ભાવનાઓ અને વિચારો તથા લાગણીઓ ઊઠતાં બનાવીને, વર્ણવ્યો છે.

૧૫૩. **ત્રિકમ** [ સં. त्रिक्रम ] — વિષ્ણુનો વામન અવતાર. બલિ રાજાનું દમન કરવા તેના યજ્ઞમાં વામન બ્રાહ્મણ વેશે જઈ વિષ્ણુએ ત્રણ પગલાં જેટલી જમીન માગી. અસુર-ગુરુ શુક્રાચાર્યે બલિને ચેતવ્યો કે, આ વામન તો ખરેખર વિષ્ણુ છે ને જો જમીન આપીશ તો તને જેર કરશે. વ્રતબદ્ધ બલિ આ શેનો માને? તેણે દાનનો સંકલ્પ કરી જળ મૂક્યું. વામને બે ડગમાં આખું વિશ્વ આવરી લઈ ત્રીજા ડગથી બલિને પાતાળમાં ચાંપી દીધો.

૧૫૪. **હે પ્રભુ** — સ્વામી, પ્રાણનાથ. **પાડ** [ સં. प्राभृत, प्रा. पाहुड ] — ઉપકાર; આભાર; ગુણ.

કડવું ૫

૧૫૫. **રાય** [ સં. राजन् ] રાજા પરીક્ષિત.

૧૫૬. **આપ** [ સં. आत्मन् ] પોતે — પોતાના મનમાં. **નિશ્ચે** [ સં. निश्चय ] અ૦ નક્કી; જરૂર

૧૫૭. **સર્વથા** [ સં. ] હરેક રીતે; બધી રીતે જોતાં. **રાંક** [ સં. रंक ] બિચારું, વાંક વગરનું; સાલસ.

૧૫૮. વામા [सं.] — સ્ત્રીનો શો વાંક [सं. वक्र, प्रा. वंक] દોષ? તે બિચારી આમ રુએ અને મને કહે જ ને!

૧૬૦. ભામિની [सं.] સ્ત્રી. 'વામા, સુંદરી, ભામિની ઇત્યાદિ સંસ્કૃત શબ્દો 'સુંદર રૂપાળી સ્ત્રી' એવા અર્થવાળા અહીં સામાન્ય સ્ત્રી એટલા જ અર્થમાં વપરાયા છે.

રાજા, ગુરુ કે દેવની પાસે ખાલી હાથે ન જવાય, કાંઈક ભેટ સાથે લેવી જોઈએ, એવો જૂનો ધારો કે શિષ્ટાચાર છે.

૧૬૧-૨. કાકા [फा. = મોટો ભાઈ] કૃષ્ણનો દોસ્ત હોઈ, સુદામો કૃષ્ણ-સુત-સમુદાય [सं.] કૃષ્ણના પુત્રોના સમુદાયનો કાકો કહેવાય.

બાળકો માટે કાંઈક ખાવાનું લઈ જવું એ આજનો રિવાજ ૧૬૦મી લીટીના પ્રાચીન રિવાજ ભેગો પ્રેમાનંદે ઠીક વણી લીધો છે. બલકે, તેના પર ભાર મૂક્યો છે: તે (કૃષ્ણનાં બાળકો) કાકા આવ્યા જાણી મારી પાસે આવું — ખાવાનું માગે. પાસે કાંઈ હોય નહિ તેથી મારે તેમને નાખુશ કરવાં પડે, તે સ્થિતિ મને વજ્ર જેવી કઠણ લાગે. તેથી હું કહું છું કે, માગે ત્યારે તેમના કરમાં હું શું મૂકું?

કૃષ્ણપુત્રો ખાવાનું માગે એ સુદામાને શક્ય લાગે છે એ જ નવાઈ નથી? તેઓને શું ઓછું હતું? અને સુદામાને જોઈ માગનાર માગેય શું? વધુ ગમત તો એ છે કે, આવા ઉત્સાહથી લીધેલી ભેટ કૃષ્ણ માગે છે ત્યારે તે આપતાં જ ઊલટું સુદામાને 'વજ્ર વાગે' છે! બાળકો તો દેખાતાંય નથી. પણ પ્રભુ ભાવનો ભૂખ્યો છે. યાદ કરીને ભેટ લઈ આવવા જેટલો ભાવ કૃષ્ણ માટે બસ હતો:

'पत्रं पुष्पं फलं तोयं જે આપે ભક્તિથી મને,
અર્પેલું ભક્તિથી તે હું, આરોગું યતનવાનનું.' (ગીતા ૯-૨૬).

૧૬૩. સુદામા જાય છે અને કૃષ્ણનાં બાળકો માટે ખાવાનું લેવા જેટલો વિવેક કરે છે, તે સુણી પ્રેમદા રાજી થઈ.

૧૬૪. તો હું મૂલે લીધી — ખરીદેલી દાસી છું, એમ

સમજો. એમ અતિશય ગરજ દેખાડવા માટે વિનય કર્યો છે. જોકે પ્રાચીનકથાઓમાં મનુષ્ય-વિક્રય જોવા મળે છે ખરો.

૧૬૬. **દુગણું** [સં. द्विगुण] બે ગણું, બેવડું. **વાળશું** — પાછું આપીશું. પરંતુ કવિ આ પાછું વાળવાની વાત જ ભૂલી ગયા ને કાવ્યમાં એટલી ક્ષતિ રહેવા દીધી, એમ કહેવું જોઈએ. અંતે **૫૬૩-૪** લીટીઓ પરની નોંધ જુઓ. **માય** — માઈ, મા.

૧૬૭. **જે** — આજે આપણે 'કે' વાપરીએ છીએ, તેનો જૂનો પ્રયોગ. **દુર્બળ** [સં. दुर्बल] નબળું; ગરીબ — સાધનહીન.

૧૬૮. **તેણીએ** — તે સ્ત્રીએ. 'તે'નું સ્ત્રી૰ રૂપ આજ પારસીઓમાં બહુધા જોવામાં આવે છે. **કાંગવા** [સ. कंगु] કાંગ-ધાન્ય. **સૂંપડ** [સ. शूर्प] ભરીને આપ્યા. બાઈ કદાચ પાછા લેવાની ગણતરી વગર જ આપે છે. કાંગ તે હલકામાં હલકું એક ધાન છે.

ભાગવતમાં પૌંઆ આપ્યાનું છે. કવિ ગરીબાઈનો રંગ ચડાવવા નર્યા કાંગવા જ કહે છે, અને તેય એવા કે ખાંડીને તેના તાંદળા કાઢવા પડ્યા.

૧૬૯-૭૦. **ઓખણો** [સ. उलूखल] ઊખળ, ખાંડણિયો. **ઓખણી** — ખાંડીને કાંગવાનાં ફોતરાં કાઢી માંહ્યથી **બીજ**-ચોખ્ખા દાણા કાઢ્યા. તે તગતગતા — ચકચકતા **તાંદુલ** [સં तडुल] હતા.

ચોખ્ખો દાણો 'બીજ' તરીકે ન ઊગે. 'મીજ' પાઠાંતર, એ જોતાં, સૂચક છે.

કોઈ અનાજનો ફોતરા સાથેનો દાણો તે ધાન્ય; તેને ખાંડીને મીજ કાઢે તે તંડુલ-તાંદુલ-તાંદળા. સામાન્ય રીતે ચોખાને તાંદુલ કહે છે. અહીં કાંગના તાંદળા કવિ કહે છે.

તે સાદા સસ્તા કાંગવા જોઈ નેય ઋષિ **રીઝ** [સં. ऋधृ, પ્રા. रिज्झ] હર્ષ પામે — રીઝે, એવી ગરીબ દશા છે. એટલે જ ન અટકતાં તેની હદ વર્ણવે છે — '**જુગતે કરીને**' — ઠીક રીતે લઈ જવા 'નહિ બાંધવા પટકૂલ'!

૧૭૪. જતન [ स यत्न ] જતન, સભાળ રીસ [ स रुष्, प्रा रीसइ ] ક્રોધ, ગુસ્સો.

૧૭૫–૮. પિતાપુત્રનો આ સવાદ ભારે કરુણ છે જુઓ એને જ મળતો સવાદ 'મામેરા'મા કુવરબાઈ ને મહેતાજીનો

આ કરુણ દેખાડવા કવિ પણ 'દીન વાચેક' [ स वाक्य ] — ગરીબડી વાણી, એવો શબ્દપ્રયોગ કરી આપણુ ધ્યાન ખેચે છે અહીં આગળ સુદામો પણ નિસાસો મૂકી દે છે, પણ ઋષિપત્ની પેઠે કાયર ન થતા કહે છે, 'પરિબ્રહ્મ પૂરશે આશ' આ ફેર એની શ્રદ્ધા કે આસ્થા યા જીવનદૃષ્ટિનો મૂળફેર છે

૧૮૦–૧. સુદામો ભગવાનને ત્યા જાય છે તે ત્યાગી વૈરાગી વિપ્ર છે, એટલે ભક્તનો શણગાર મળે છે સરખાવો નરસૈયો મામેરુ કરવા જાય છે ત્યારનો તેનો ઠાઠ

શ્રી ગ વિ પાઠક 'કાવ્યની શક્તિ'મા (પા ૯૦) આ પ્રસંગ પર આવી નોધ કરે છે, "સુદામો જીવોનો પ્રતિનિધિ છે અને શ્રીકૃષ્ણ ઈશ્વરનો અવતાર છે એક પામર ભિક્ષુક બ્રાહ્મણ છે, બીજો દ્વારકાનો અધિપતિ છે એના વિરોધમાથી પ્રેમાનદ ઠીક હાસ્ય ઉપજાવે છે" સામેથી કૃષ્ણનું વર્ણન, જુઓ લીટી ૨૧૫ થી ૨૫૮

ભક્ત માણસ પામર હોય એવી કલ્પના આપણા દીન ગુલામ જમાનાની જ લાગે છે બાકી ભક્ત તો ભારે ટેકીલો હોય પ્રેમાનદ સુદામાની 'મામ ન મૂકીએ રે' ટેક વર્ણવે છે, પણ તેને ટેકીલો બતાવતો નથી, એ એના પાત્રાલેખનનો ભારે હાસ્યરસિક દોષ છે સુદામાનો જે ચિતાર પ્રેમાનદ અહી આપે છે, તે કદાચ ગઈ પેઢી સુધી જોવા મળતા ટહેલિયા માગણ બ્રાહ્મણ પરથી જ હશે જુઓ પછી ૨૦૧–૯ લીટીઓમા ચીતરેલી મજાક આજ આધેડ કે વૃદ્ધ હશે તેમને આવી કોઈની ટીખળ કર્યાનું કદાચ યાદ હશે.

૧૮૨. મૂંછ [ स स्मश्रु–प्रा मस्सू ] કૂછ [ स कूर्च=दाढी ] વધીને

જાણે જાળુ બની છે. કાવ્યદોહનમા 'મુખફૂખનુ જાળુ' એવો પાઠ છે, મુખ પરના દાઢીમૂછ ને ફૂખના બગલના વાળ એમ તેનો અર્થ થાય કાયા પર કર્દમ [સ] — કાદવ, ધૂળ દીસે છે મતલબ કે, હજામત સ્નાન ઇત્યાદિ શૌચનુ ઠેકાણુ નથી તુ. ૮ લીટી ૩૩ — 'સૌ મેલો ઘેલો દરિદ્રી કહે'

૧૮૩. જટામાથી ભસ્મ [ સ ] રાખોડી ઊડે, તે એટલી બધી કે જાણે ધુમ્ર [ સ ] ધુમાડો કોટાકોટ–કોટાનકોટી, અપાર નીકળે છે।

કોટાકોટ — કોટના કોટ બને એટલો બધો, એવો અર્થ પણ લેનાય

૧૮૪–૫. દળદર ને રેજીપેજીપણુ બતાવવા ખાસડાનુ નર્ણન કવિ ઠીક હાસ્યજનક છતા સચોટ પસદ કરે છે

ઉપાન–રેણુ [ સ उपानह्+रेणु ] જોડાથી ઊડતી ધૂળ, તે એટલી બધી કે, જાણે મોટુ સૈન્ય જતુ હોય તેથી ધૂળના ગોટા ઊડે તેવુ લાગતુ હતુ પ્રેમાનદ–કાળમા આવા સૈન્ય જતા જોવા મળતા ખરા, કેમ કે તે રાજદ્વારી વિષમતાનો સૈકો હતો આવી ઉપમા પ્રેમાનદમા બીજે પણ મળે છે આજ મોટરની ધૂળની ઉપમા આપણને સૂઝે

૧૮૬. પથિક [ सं ] વટેમાર્ગુ, મુસાફર વિસ્મય થવું — 'વિસ્મિત થવુ' વ્યાકરણશુદ્ધ મનાય પરતુ 'ડરવુ, થવુ' જોડે આમ નામનો પ્રયોગ ગુજરાતીમા સામાન્ય જોવા મળે છે સસ્કૃત સ્ત્રી-રૂપોને મળતો આ પ્રયોગ ગણાય, તો તેને વ્યાકરણ શુદ્ધ પણ માની શકાય સ્ત્રી રૂપનુ ગુજરાતીકરણ આમા જોઈ શકાય?

૧૮૭. તૈલાભ્યંગ [ સ ] તેલની માલિશ ખાવાનુ જ નહિ ત્યા એ ક્યાથી? એટલે ગાત્ર [ સ ] – શરીર કે તેનું અગ, રૂખ [ સ रूक्ष ] – લૂખુ છે — ચામડી તેલ વગરની લૂખી છે

૧૮૮–૯. આ બે લીટીમા કવિએ મૂર્તિમંત ગરીબાઈનુ શબ્દચિત્ર કોઈ ચિતારાની પીંછી જોગ ચીતર્યુ છે જષ્ટિકા [ સ यष्टिका ]

લાકડી. **તુંબીપાત્ર** [ સં ] તૂમડી. **કોપીન** [ સં. कौपीन ] લંગોટી, તેય જીર્ણ ફાટેલા વસ્ત્રની! **પરિધાન** [ સં. ] પહેરવાનું કપડું તે **વનકૂલ** [ સ. वल्कल ] ઝાડની છાલનું છે.

૧૯૦. ઉપલી કડીના ગરીબાઈના કરુણમાંથી થેકડો મારી કવિ અદ્‌ભુત પર પહોંચે છે, જે કાવ્યના કથાનકમાં પણ અંતે જોવા મળે છે. તેનું બીજ-કથન આ લીટી — **ભાયેગ-ભાનુ** [ સ. भाग्य-भानु ] ભાગ્યનો સૂર્ય. **ઉદય થશે** (ગૂજરાતી સ્વીરૂપ?) – ઊગશે, અને કૃષ્ણજી આવા દરિદ્રાવતારનેય પોતા જેવો કરી દેશે,— રૂપરંગ અને વૈભવ વગેરે બધી વાતે.

૧૯૨. **થોડ સમેમાં** — થોડા સમયમાં,— પોરબંદરથી દ્વારકા પહોંચવા જેટલા. સુદામા દ્વારકા જાય છે એ પ્રસંગમાં પ્રેમાનંદે પોતાના ઉમેરાથી કેવો અને કયે પ્રકારે રસ રેડ્યો છે, તે સમજવા ભાગવતનું મૂળ સાદું ટૂંકું છતાં ઉદાત્ત કથન જોવું જોઈએ : —

"પ્રભુદર્શન થશે એ જ પરમ લાભ, એવો વિચાર કરીને તેણે જવાનો વિચાર કર્યો, અને પત્નીને કહ્યું, 'હે કલ્યાણિ, ભેટ ધરવા જેવું કાંઈ ઘરમાં હોય તો આપો.' ચાર મૂઠી પૌંઆ માગી લાવી, લૂગડાના એક કકડા વડે બાંધીને તેને આપ્યા. તે લઈને તે ઉત્તમ વિપ્ર, મને કૃષ્ણનાં દર્શન થશે!—એમ વિચાર કરતો કરતો, દ્વારકા ગયો."

કડવું ૬

૧૯૩-૨૦૦. દ્વારકા નગરી બહારથી કેવી દેખાય છે તેનું વર્ણન આ લીટીઓમાં આવે છે.

૧૯૩. **ભૂપતિ** [સ.] રાજા (પરીક્ષિત).

૧૯૪. **કનક-કોટ** [સં.] સોનાનો કિલ્લો. તેને **કાંગરે** [ फा. कंगुरा ]— તેની ટોચ પર કરાતા શણગારના ચણતર-કાંગરી ઉપર.

૧૯૫. **કોઠાર** — કોટમાં વચ્ચે વચ્ચે સિપાઈઓનો જથ્થો રાખવા માટે હોય છે તે કોઠો કે બુરજ. તેનાં **કોશીસાં** [સ.

कपिशीर्ष] પહેરેગીર માટેની ધાટીલી દેવડી ? **પરમ** – મોટાં, ઉમદા છે. આખી રચના, જાણે **વિશ્વકર્માનું કર્મ** — તેણે કરેલી હોય એવી, તેથી જોવા જેવી છે. **વિશ્વકર્મા**-સૃષ્ટિ રચનારો દેવ; એની કળા-કુશળતામાં ખૂટે જ શું!

૧૯૬. **દુર્ગ** [स] કિલ્લો. તેનો મુખ્ય પ્રવેશ-ભાગ, જ્યાં **દુંદુભિ** [स.]— નોબત કે ટંકોરખાનું અને ઘણાં **ઢોલ** [ दे ढोल्ल] ગડગડે છે-વાગે છે.

૧૯૭. ચોર ડાકુ તથા શત્રુઓથી દ્વારકાની રક્ષા માટે કૃષ્ણનું સુદર્શન-ચક્ર અહોરાત તેની ચોતરફ ફરતું રહે છે, તેથી તે સુસવાટ કરે છે, એવી કલ્પના કરી છે. અને બહાર દરિયો છે તે ઘૂઘવે છે.

૧૯૮. ગોમતી નદી દરિયાને મળે છે તે જગા તે ગોમતી-સંગમ. સામાન્ય રીતે સંગમને હિંદુઓ તીર્થ માને છે. હિંદુ ધર્મશાસ્ત્ર આખા સમાજના, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, એમ ચાર વર્ણ પાડે છે. એટલે **ચતુર્વર્ણ**=ચારે વર્ણો, બધા લોક ત્યાં આવીને નહાય છે; તેથી ગોમતી-સંગમ ઉપર તેમનો કલ્લોલ થાય છે.

૧૯૯. ગોમતી-સંગમમાં નહાય, અને દ્વારકા **મુક્તપુરી** – મુક્તિ દેનારી નગરી છે; પછી તેમાં **મણા** [स. मनाक्, प्रा. मणा=જરાક, સ્વલ્પ ઉપરથી ?] ખોટ, ખામી ન હોય. એટલે ઘણા લોક **પરમ ગતિ** — મોક્ષ પામે છે. મુક્તિપુરીઓ પુરાણમાં સાત કહી છેઃ અયોધ્યા, મથુરા, કાશી, ગયા, કાંચી, દ્વારકા અને અવન્તી કે ઉજ્જન.

૨૦૦. **ભગવાન** [स.] ભગ — ભાગ્ય વાળા સુદામા, કેમ કે મુક્તિપુરીમાં આવવાનું થયું. અથવા ભગવાન=પ્રભુ, મોટા પવિત્ર માણસ, એમ પણ અર્થ લઈ શકાય.

૨૦૧-૯. પ્રેમાનંદે સહજ હાસ્ય જમાવવા આ ઠીક ઉમેરો કરી લીધો છે. તેમાં દ્વારકાનાં બાળક અને સ્ત્રીઓને જ આણ્યાં છે. બહુ નગરલોક જોવા મળે છે, પણ ટીખળ કરનારાં તો બાળક

ને જાદવ સ્ત્રીઓ છે. બાળક ખીજવે [ सं. खिद्, प्रा. खिज्ज... ] છે ને પાછળ દોડે છે; ચાળા પાડે છે અને કાંકરા નાખે છે.

સ્ત્રીને પુરુષની પતિ થવાની યાતના અને રૂપ જ યાદ આવે છે!

**૨૦૨. પૂન** – પુણ્ય, પૂર્વ જન્મનાં; અને વ્રત આ જન્મે કુંવારિકા તરીકે કરેલાં. સારો વર મળે માટે હિંદુ કન્યાઓ આજ પણ અનેક વ્રતો કરે છે.

**૨૦૩. ઇંદુ** [सं.] ચંદ્ર. **કામ** [सं.] કામદેવ. રૂપમાં બેઉ ઉપમાન તરીકે ગણાય છે.

**૨૦૫. પતિવ્રતા** [सं.] કે જે શિયળવાળી સ્થિર-ચિત્ત ગણાય, તેય મોહી પડશે, એવું સુદામાનું રૂપ!

આ મજાક છેવટે કરનારાના મોંમાં જ વાગે છે, એ અંતે જોવા મળશે. અંતે સુદામા કૃષ્ણ સરખા જ બને છે, અને 'રતિકામનું જોડું લાજે' એવા રૂપવાન થાય છે. ભક્તની મજાક કરવા જનારાં છેવટે પોતે જ બને છે, એમ કવિએ 'મામેરા'માં પણ આવી જ રસિક રીતે બતાવ્યું છે.

**૨૦૭. ચેષ્ટા** [सं.] ચાળા. **પૂંઠે** [सं. पृष्ठ, प्रा. पुट्ठ] પાછળ.

**૨૦૮. ભાખે** [सं. भाष्] બોલે. ઋષિ 'રામકૃષ્ણ' એવો શબ્દ મોટેથી બોલે છે.

**૨૦૯. ગાલ વજાડે** — ગાલ પર હાથ વગાડી મજાકી અવાજ કરે. **ઉછ્ંકલ** [सं. उच्छृंखल] ઉછાંછળાં, ઉદ્ધત, તોફાની. **આંતરી** [सं. अंतराय પરથી?] વળે = ચારે બાજુ ફરી વળે, રોકે.

**૨૧૦. ચેષ્ટા** [सं.] વર્તન; હાવભાવ, (જુઓ લીટી ૨૦૭ માં બીજો અર્થ.) ચેષ્ટા બદલે 'દષ્ટ' — દૃષ્ટિ, નજર એવો પાઠ મળે છે.

**૨૧૨. મયા** — માયા; હેત; પ્રેમ.

**૨૧૩. પ્રતિ-ઉત્તર** [सं.] સામો જવાબ. ખરું જોતાં જવાબનો જવાબ તે પ્રતિઉત્તર. અહીં તો 'ઉત્તર' જ છે.

૨૧૪. ગજનાર જેવુ છાનુ રહે ? પણ સુદામા એવા ઓલિયા છે કે છોકરાય પજવે છે અને ગજદાર શોધવા જેટલીય ચતુરાઈ નથી દાખવતા મજાક જ ચીતરવા બેઠેલો કવિ સુદામાને સોગે છેક જ વાળે છે જોકે સુદામા તો 'હસતા જાય' અને 'રામકૃષ્ણ વાણી ભાખે' છે

૨૧૫. હરિ-મદિર [स] કૃષ્ણનુ ઘર સુદામો તે જોઈને જ આભો બની ગયો — 'નવ ચાલે પાય' — સ્તબ્ધ થઈ ગયો

૨૧૬. દિક્પાલ [स] દશ દિશાઓનુ પાલન કરનાર દેવ જેવા કૃષ્ણના **દ્વારપાલ** [स] પ્રતિહાર, પહેરાવાળા છે અને **ધામ** [स] તો જાણે **દ્વાદશ** [स] બાર **ભાણ** [स भानु] સૂર્યની **જ્યોત** [स ज्योतिस्] — પ્રકાશ મારે છે

૨૧૭. **હાટ** [स हट्ट] દુકાન, **ચૌટા** [स चतुर्हट्ट?] બજારો **ચોક** [स चतुष्क प्रा चउक्क] ચાર રસ્તા જ્યા મળે તે ખુલ્લો પડેલો ભાગ અથવા ઘરનુ આગણુ. હરિમદિર આગે હાટ ઇત્યાદિ છે એમ સમજવુ **રાજે** [स] શોભે **ગોખ** [स गवाक्ष] બારી

૨૧૮. **અગાળી** [स अट्टालिका] ઊચી મેડી **મેડી** નાનો મેડો કે માળ **જડિત** [स जटित] જડેલુ જડતરવાળુ

૨૧૯. **મીનાકારી** [फा] સોનાચાદી — ધાતુ પર થતું રગીન કારીગરીનુ કામ આ બધુ એવુ છે કે તેની આગળ **અમરાપુરી** — અમરાવતી, દેવોની ઇંદ્રપુરી પણ કાઈ નથી

૨૨૦–૮. કૃષ્ણની સભાનુ હવે વર્ણન શરૂ થાય છે આ વર્ણનમા કશો વ્યવસ્થિત ક્રમ નથી જણાતો ખૂબ ઝગઝગાટ અને અહોહો ભાવ જ્ભાવના જે તે નિગતો કવિ, કોઈ ક્રમ વગર, વર્ણવે છે યાદ રહે કે સુદામો બા ણા મહાર છે છતા સભાનુ વર્ણન 'તે સુદામોછ જોતા જાય' (પીટી ૨૨૨) છે' વચ્ચે વળી ઘોડા, હાથી અને પાણિયારીઓય આવે છે, જોકે રસ્તા પર જતા આ બધા જોઈ શકાય

૨૨૦. **નાટારંભ** — સંગીત અને નૃત્ય વગેરેનો જલસો

૨૨૧. **મૃદંગ** [स ] બન્ને બાજુ વગાડાય એવું તબલા જેવું ઢોલકું, **ઉપંગ** [ स उपाग ] મૃદંગ સાથેનું સહાયકારી, તાન દેતું વાદ્ય **મધુરી તાલ** — મધુર સ્વરના કાંસીજોડા **ગુણીજન** — ગુણવાળા ચતુર, (અહીં આગળ સંગીતમાં ચતુર ) માણસો

૨૨૩. મંદિરની ઉપર **સુવર્ણકલશ** [ स ] સોનાનો કળશ અને **પતાકા** [स ] ધજા શાભે છે

૨૨૪. **શરણાઈ** — પિપૂડી **ભેર** [ स भेरि ] નોબત, નગારું, **નફેરી** [ फा नफीरी ] તૂરી — ફૂંકીને વગાડવાનું એક વાદ્ય. **ઓચ્છવ** — ઉત્સવ, મજા કરવાનો કે માણવાનો પ્રસંગ

૨૨૫. **હીસે** [ स हेष् ] હીંસારવ કરવો, હણહણવું **હેમના** — સોનાના અછોડા કૃષ્ણની સમૃદ્ધિ બતાવે છે

૨૨૬. **મકના** [स मत्कुण, प्रा मकुण='જુવાન હાથી' પરથી?] — મસ્ત **મદગળ** [ स मदकल ] હાથી તેમને **પાયે** — પગે, **લંગર** [फा] — હાથીના પાછલા પગનું બંધન — છે, તે સોનાની (લોઢાની નહિ) સાંકળ છે

૨૨૭. કૃષ્ણની દાસી પણ ઇંદ્રાણી જેવી છે, ને પાણી સોનાને બેડે — **હેમકલશ** [स.] વડે ભરી લાવે છે।

૨૨૮. છપ્પન કરોડ જાદવોની સભા **પ્રભામાં** — ભભકામાં કે તેજમાં — એવી છે કે દાનવની **પ્રભા** [स] પણ તેની આગળ ટકી ન શકે

૨૨૯. **પ્રતિહાર** [स ] પહેરેગીર, દ્વારપાળ.

૨૩૦. ભભકાથી અંજાઈ કે ડઘાઈ જઈને સુદામોજી ત્યાં આંટા મારી ફરે છે અને મનમાં ઊંધાછત્તા વિચાર કરે છે નગરીનું વર્ણન, બાળકો, તથા સ્ત્રીઓની ચેષ્ટા, ઉપરાંત આ સુદામાની વિમાસણ કવિએ રસ જમાવટ માટે ઉમેર્યાં છે તેમાં આ શ્લોકો ઉમેરો સુદામાના વર્ણન સાથે બંધબેસતો

નથી. પામર માગણ પેઠે કે લાલચુ ગરીબ પેઠે સુદામો અહીં જે વિચારે છે, તે દુનિયાદારીના માણસ માટે સહજ હશે; અને કવિ તેવા વાચકને રોચક થવા કવિતા કરે છે, તેથી પાત્રાલેખનમાં ભૂલ કરવા પણ અચકાતો નથી. જે અસૂયા સુદામાને થતી અહીં વર્ણવી છે તે 'મન એનું સંન્યાસી'થી વિરુદ્ધ જતી બીના છે. 'પ્રાચીનકાળમાં પાત્રોના સંસારને ચીતરતાં અર્વાચીન સમયના સાંસારિક પ્રસંગોને સ્થાન આપવા કવિથી ઘણે અંશે દોરાઈ ગયા છે. તેથી શ્રીમદ્ ભાગવતકારના સુદામાને આર્યજીવન ગાળનાર બ્રાહ્મણ રૂપે વર્ણવવાના ઉદ્દેશને કોરાણે મૂકી, પોતાના સમયના બ્રાહ્મણને તે પાત્રરૂપે કલ્પી, તેના ગૃહનો, જીવનનો અને વ્યવહારનો તેઓ ચિતાર આપે છે. જેને પરિણામે સુદામા જેના ટેકી ભક્તમિત્ર ઉચ્ચ કોટીમાંથી સામાન્ય કોટીમાં ઊતરી પડયા છે.' (અં. ખુ. જાની—'સમાલોચક'માંથી)

**૨૩૧-૨૩૪.** ઈર્ષ્યા કે અસૂયાબુદ્ધિ જાગ્યા વગર પણ, કર્મની ગહનગતિ વિષે અપેક્ષતાપૂર્વક આવો વિચાર આવી શકે. પણ કવિ તો સુદામાની અસૂયા સૂચવે છે.

બે સહાધ્યાયીઓમાં આવો ફરક પડવો તે આજે પણ જોવા ન મળે? જુદી જાતની જોડી દ્રુપદ દ્રોણની પણ અહીં યાદ કરવા જેવી છે.

**૨૩૩-૪.** ગોકુળ વૃંદાવનમાં માંકડાં હોય છે તે હકીકત કાલક્રમના દોષ છતાં, કવિએ ઠીક વાપરી છે. મદારી જેમ ગોકુળમાં **માંકડાં [स मर्कट, प्रा. मक्कड] રમાડતો ફરતો, તે રાજા થયો!**

**૨૩૫-૬.** ભાગવતકારનું વાક્ય સરખાવી જુઓ —

स तानादाय विप्राग्र्यः प्रययौ द्वारकां किल ।
कृष्णसंदर्शनं मह्यं कथं स्यादिति चिंतयन् ॥

તે તંદુલ લઈને એ ઉત્તમ બ્રાહ્મણ દ્વારકા ગયો; એક જ ચિંતન કરતો કે, કેમ કરીને કૃષ્ણદર્શન મને મળે!

અને ભાગવત અનુસાર, તે સીધો કૃષ્ણ-ઘેર જાય પ્રતિહાર, દાસી ઇત્યાદિના ઉમેરા કવિએ રસ માટે ઉમેર્યા છે.

૨૩૭. રાજાનો પ્રતિહાર ગરીબ સુદામા જેવા આગળ ય વિનય રાખે, તેથી તેને વિવેકી જ નહિ, ધર્મી કહેવો જોઈએ, એ આજના જમાનાના પ્રતિહારો જોતાં કહેવાય.

૨૩૮. માનુભાવ [सं.महानुभाव] મહાશય; મોટા લાયક માણસ

૨૩૯. સુદામો પોતે 'દુર્બળ' વિશેષણ શું કામ વાપરે જુઓ ૯૫-૬ લીટીમાં 'જાચકનાં ચિહ્ન.'

૨૪૦-૨. 'પ્રણામ' 'સમાચાર' (લીટી ૨૪૨) આજે આપણે બહુવચનમાં વાપરીએ છીએ. અહીં બેઉ એકવચનમાં છે.

ભાગવતમાં સુદામો સીધો જ પોતાની મેળે જાય છે, કોઈ દાસીને કહાવવાની જરૂર પડતી નથી: —'કોઈ જેમાં ન જઈ શકે એવાં (યાદવોનાં) ઘરોમાં ઉત્તમ ઘર જે ૧૬,૦૦૦ સ્ત્રીઓ અને હરિનું હતું, તેની ત્રણ ચોકી તથા બહારનાં ત્રણ આંગણ વટાવીને, જાણે બ્રહ્માનંદમાં પેસતો હોય તેમ, તે ઘરમાં દાખલ થયો. દૂરથી તેને જોઈને, સ્ત્રીઓ સાથે પલંગ પર બેઠેલા કૃષ્ણ ઓચિંતા ઊભા થયા અને બે હાથે આનંદથી તેને ભેટ્યા; ત્યારે આંખમાંથી પ્રેમાશ્રુ વહેતાં હતાં. . . .'

## કડવું ૭

૨૪૩-૨૫૮. શ્રીકૃષ્ણના ઘરસંસારનું વર્ણન. કહેવાય છે કે, માણસ પ્રભુનું ચિત્ર પોતા ઉપરથી જ મોટે ભાગે કલ્પે છે. દુનિયાદારીમાં જેને આરામ, સુખ, વૈભવ અને ઉત્તમોત્તમ ઠાઠ ગણાય, તે ઈશ્વરને ઘટે, એ ન્યાયે આ વર્ણન છે. તેમાંય અનેક રાણીઓવાળા પૌરાણિક કલ્પનાના કૃષ્ણ તેનું પાત્ર હોય, ત્યાં કવિને શૃંગાર ઠાલવવામાં બાકી શી રહે? આજનાં સિનેમા-કથાનકોમાં, લોકપ્રિયતા સાધવા, જેમ આવા પ્રસંગો કેટલાક અઘટિત શૃંગારી

અતિરેક માટે ઝડપી લેવાય છે, તેમ કવિ અહીં કરે છે. ભેગાભેગી મે પણ જોવા મળે છે કે, હિંદુ પતિદેવ સ્ત્રી પાસે કયા કયા પ્રકારની સેવા ચાહે છે. આજે કૃષ્ણનું આ ચિત્ર બહુ માનજનક લાગે ખરું?

૨૪૩. સેજે [ સં. शय्या ] પથારીમાં. કૃષ્ણને ૧૬ સહસ્ર રાણી અને ૮ પટરાણી [ સં. पट्टराज्ञी ] હતી એમ મનાય છે.

૨૪૪. પાય તળાંસે — પગ દાબે છે. વાય [ સ. वात, प्रा. વાય ] વા, પવન ઢોળે છે [ दे. ढाल ? ] — વીંજણાથી નાંખે છે.

૨૪૫. દર્પણ — અરીસો. ( સૂતાં સૂતાં મોં જોવા ? ) જલ-ઝારી — પાણીનો રૂપાળો નાળચાદાર નાનકડો લોટો.

૨૪૬. યક્ષકર્દમ [સં.] એક સુગંધીદાર લેપ, યક્ષોને પ્રિય થાય તેવો તેથી તે નામ. તે લેપને સત્યા નામની પટરાણી સેવે — લગાડે છે. કાલિંદી છે તે અગર [સં. अगरु] ચંદન, સુખડ સેવે — સેવે છે, લગાડે છે.

૨૪૭. તાંબુલ [ સં. ] નાગરવેલનું પાન.

૨૪૮. આવા ઠાઠથી હરિ હીંડોળાખાટે પોઢયા [ दे. पवड्ढ ?] છે. જુઓ લીટી ૨૪૩મી.

૨૪૯-૫૮. આ લીટીઓમાં બાકીની રાણીઓનું વર્ણન છે. તેઓ બધી પ્રભુની આગળ નાચગાન ઇત્યાદિ કરે છે, અને 'વિશ્વાધાર તેમાં રસમગ્ન છે.' જગત જો લીલા છે તો તે લીલાધર પ્રભુની આ પ્રકારની કલ્પના યથાકાળે જન્મી રહે એમાં નવાઈ નથી. સ્ત્રીઓના વર્ણનની આ લીટીઓમાં જાત જાતનાં પાઠાંતરો ઘૂસ્યાં છે, તેમાંનાં ઘણાં ક્ષેપક હોવા સંભવ છે. એમાં ખાસ કશો કથાભાગ તો છે નહિ.

૨૪૯. બીજી — આઠ પટરાણીઓ ઉપરાંત ૧૬,૧૦૦ શ્યામા — સ્ત્રીઓ છે. ભાગવતમાં ( ૧૬ સહસ્ર ) 'द्व्यष्टसहस्राणां महिषीणां' 'षट्सहस्राधिकायुताम्' છે. ૨૮૦મી લીટીમાં ફરી આ સંખ્યા આવે

છે, ત્યાં ૧૬,૦૦૦ પાઠ મળે છે. 'શત'નું 'છે' પાઠાંતર, આ રીતે લેવા જેવું ગણાય.

નરકાસુરને મારી તેના કબ્જામાં પડેલી 'षट्सहस्राधिकायुतम्' (ભાગવત સ્કં. ૧૦, અ. ૫૯, શ્લો. ૩૩) ૧૬,૦૦૦ રાજકન્યાઓને છોડવી. તેમણે બધીએ મનથી કૃષ્ણને વરવાનું વિચાર્યું. એમ શ્રીકૃષ્ણને બીજી ૧૬ સહસ્ર સ્ત્રીઓ થઈ.

૨૫૦-૨. 'હરિણાખી' (જુઓ ૪૨૬મી લીટી). **મૃગનયની** [સં.] મૃગ જેવાં નયનવાળી, સ્ત્રી. **ચકોરી** — સ્નેહમાં ચકોરની માદા જેવી. **મુગ્ધા** [સં.] નાદાન, નાની ઉમરની; અને **બાલકિશોરી** [સં.] તેથી જરા મોટી.

૨૫૨. એ બધી સ્ત્રીઓ **મોરી** [સં. मुखाग्र] (કૃષ્ણની) સામે કંકણ ખખડાવે છે. **ચીત** [સં. चित्त] મનને **ચોરી** — હરી લે છે.

૨૫૩. **નાના** [સં.] અનેક. **ભાતી** [સં. भक्त, પ્રા. भत्त પરથી ?] ભાત, પ્રકાર. ('ગાતી'ના પ્રાસ સારુ 'ભાતી')

૨૫૪. નાના ભાતનાં વસ્ત્રોવાળી વિવિધ સ્ત્રીઓ ગાય છે. જોડે **ચંગ** [ફા.]-તાલ કે ઘંટ તથા મૃદંગ ઉપંગ વગેરે તાલ દેતાં વાદ્યો અને **શ્રીમંડળ** તથા **વીણા** — સૂર પૂરનારાં તંતુવાદ્યો વાગે છે.

૨૫૫-૭. આ પ્રકારના તાલમેલમાં **કો** — કોઈ સ્ત્રી **ગાંધર્વી કલા** [સં] ગાવા તથા નાચવાની કળા, જે ગંધર્વલોકની ખાસિયત મનાય છે, તે કરે છેઃ તે ગાવા નાચવા લાગે છે. તેથી તેનું **અંબર** — વસ્ત્ર **ફટકે** છે — ફટ ફટ અવાજ કરે છે, અને તે **ધમ્મર ધમ્મર ફરે** છે — નાચે છે. તેમાં તે **ચતુરા** [સં] — ચતુર સ્ત્રી ગાલ ચૂકતી નથી, બરોબર તાલ જાળવે છે; અને જેમ **મરાલ** [સં.] — હંસ ચાલે એવા મર્મથી તે ચાલે છે. જાણે ઇંદ્રની મેનકા ઉર્વશી અપ્સરાઓની જોડ ન ઊતરી આવી હોય!

આ જોઈ, પ્રાકૃત માણસ પેઠે કૃષ્ણ **રીઝયા** [સં. ऋध्, પ્રા. रिज्झई] રાજી થયા ને **રસમગ્ન** [સં.] રસમાં, મજામાં લીન થયા.

**૨૫૯ સાહેલી** [स सखि, प्रा सही] સખી, અહી દાસી

**૨૬૨ સમસ્ત** [स] — બધા ઋષિને જોયેલા, કેમ કે શ્રીકૃષ્ણને ત્યા સૌ આવે તેથી

**૨૬૩. પત્રી** — 'પત્ર' (પ્રાસ ખાતર 'પત્રી') કોઈનો પરિચયપત્ર કે ભલામણપત્ર કે કશો કાગળ પણ નથી

**૨૬૫. પિંગલ** [स] હોળ્યાચોળ્યા કે તેલ વગર થઈ જાય એવી ભૂખરી જટા શરીરે તે **ભસ્મે ભરિયો** — ભસ્મથી ખરડાયેલો છે, અને જાણે ભૂખરૂપી સ્ત્રીને જ ન પરણ્યો હોય એવો સૂકલકડી છે

**૨૬૬. શેરી** [दे सेरी] નાનો રસ્તો, ગલી, મહોલ્લો **થોકેથોક** [स स्तोमक, प्रा थोवक = સમૂહ, જથ્થો] — થોકના થોક — પાર વિનાના, ટોળેટોળા થઈને

**૨૬૮-૭૩.** કૃષ્ણનો ઉત્સાહ અને ઉમળકો બતાવવામા આ ૨૬૮–૭૩ લીટીઓ સફળ છે, જોકે અતિશયોક્તિથી લબાણ કરવા જતા કવિએ વાણીના સયમનો અભાવ બતાવ્યો છે એમ લાગે છે તેની સરખામણીમા જુઓ 'મામેરા'મા પ્રભુ જાગે છે તેનું વર્ણન

**૨૬૯. બાળસ્નેહી** — બાળપણનો દોસ્ત, લગોટિયો મિત્ર, **દુખિયાનો વિસામો** — નિશાળમા દુ ખ પડતુ ત્યારે તે હળવુ કરવાની જગા તે હતો (જુઓ લીટી ૧૦નો પ્રેમાનદી ફેર.)

**૨૭૦-૧. મોજા** [फा मोज] મોજડી, જોડા, તે પહેરવાનું યાદ નથી આવતું કે સમય પણ નથી અને ઝટપટ જાય છે તેથી પહેરેલુ **પીતાંબર** [स] **ભોમ** — ભૂમિ, જમીન પર ઘમડાઈ પગે ભગય છે, તે ઊચુ લેવા સરખો વિલબ સહાતો નથી, તેથી રુકિમણી જઈને તે ઊંચુ **સાહે** — ઝાને છે।

**રુકિમણી** — કૃષ્ણની પટરાણી તેનું હરણ કરી લાવીને કૃષ્ણ પરણેલા 'રુકિમણીહરણ' કાવ્ય પ્રેમાનદે લખ્યુ છે

૨૭૩. હળી પડે — ગબડી જાય. પીતાંબર ભરાય ને રઘવાટથી જાય તેથી. અને પડવામાં ને ઊઠવામાં જતી કે મિત્રને મળવામાં થતી એક પલક [ સં. ] — ક્ષણ તે એક જુગ [ સં. युग ] — હજારો વરસ જેટલી લાંબી લાગે છે.

૨૭૪. પૂજા-થાળ — પૂજાની સામગ્રી ભરેલો થાળ. સાવધાન [ સં. ] તૈયાર.

૨૭૫-૬. આવડું બહુમાન કરી કૃષ્ણે સહજ રીતે અજાણ્યા સુદામા વિષે સ્ત્રીઓમાં અતિ ઉત્કંઠા જગવી. તેનું વર્ણન કરી, છેવટે તે કેવી નીવડી એ બતાવી, કવિ હાસ્ય-પ્રસંગ ઉપજાવે છે; અગાઉ જાદવ સ્ત્રીઓને નામે ઉપજાવેલો તેવો જ.

૨૮૦. ઉપહાર [ સં. ] સામગ્રી, વસ્તુઓ.

૧૬,૦૦૦ સ્ત્રી અહીં કહી છે. જુઓ ૨૪૯ પરની ટીપ.

૨૮૧. લોચનનું સુખ — જોવાથી આંખને થતું સુખ. એક તો 'હશે કંદર્પ કોટિ દેહ' અને તે 'દિયેર'ની [ સં. देव ], એવું સુખ.

૨૮૨-૨૮૯. બે મિત્રો મળ્યા તેનું હૃદયંગમ વર્ણન આપતી આ લીટીઓ કાવ્યની અતિ સુંદર વર્ણન-કડીઓનો નમૂનો છે.

૨૮૩. છૂટી ચાલે — કશા ભારેખમપણા કે વિવેક આદિના ભાર વગર; બાળકવત્ દોટ [ દે. दुत्ति = જલદી પરથી ? ] મૂકી.

૨૮૪. શ્રાવણમાં નેવાં પડે તેમ, પુષ્કળ, દડદડ આંસુ આવ્યાં — બેઉ જણને.

૨૮૫-૬. ચારે વર્ણ અને દેવો આ કૌતુક [ સં. ] — નવાઈની બીના જુએ છે. કઈ? 'ક્યાં આ વિપ્ર, ને ક્યાં પ્રભુ અશરણશરણ'! છતાં 'પ્રભુ ઋષિજીને — સુદામાને પાયે પડ્યા.' પણ કૃષ્ણની સ્ત્રીઓને હાસ્ય સ્ફુરે છે, તે જુઓ હવે પછી ૨૯૩ લીટી આગળ.

૨૮૭-૮. ઋષિજીએ હાથ ગ્રહી હરિને ઉઠાડ્યા, અને હૈડા સાથ — છાતી સરસા લીધા — ભેટ્યા. ભેટવામાં બેઉના ભુજ [ સં ] — હાથનું બંધન — જોડાણ વાંસા પાછળ છે. ભેટવાની

મુદ્રા અહીં યાદ કરો. આમ ભેટચા, અને પ્રેમને લીધે તે **આલિંગન** [સં.] ભેટવું ઝટ છૂટતું નથી.

**૨૮૯.** લાંબા વિજોગ બાદના પ્રિય-મિલનનું તાદૃશ વર્ણન. અન્યોન્ય મોઢું જુએ છે, જાણે થાકતા નથી! તે વખતે હરિનાં હર્ષાશ્રુ તો ચાલુ જ છે, જે સુદામો લુહે છે.

ભક્તોને પ્રભુ આમ જ ભેટવા તત્પર હોય છે. માત્ર તેના દર્શન માટે ભક્ત પ્રયત્ન કરે, એટલે શામળિયો તો 'હે હે' કરી ઊઠે' જ.

**૨૯૦. ઉલાળીને** [ स. उल्लाल् — प्रा. उल्लालइ ] ઊંચું કરીને; ઊંચકીને. પ્રભુ ભક્તાધીન છે. જુઓ પછીનું કડવું.

**૨૯૧. હવાં** — હવે

**૨૯૩—૩૦૦.** ઉપરના ઉલ્લાસમય મિલન પછી તરત હાસ્યનો પ્રસંગ કવિ યોજે છે, તે અઘટિત છે,* એમ પોતે પણ જાણે રુક્મિણી-મુખે કબૂલે છે; અને આ દિવ્ય મિલનનો રસ ન પીનાર કે પી શકનારને ઠપકો આપે છે — 'તમો બોલો છો શું જાણી?' પણ સુદામાનું તો નસીબ જ એવું છે; 'મુનિનો મર્મ કોઈ નવ લહે, સૌ મેલો ઘેલો દરિદ્રી કહે' — એવી પોતાના ગામમાં જ તેની દશા વર્તે છે; અને દ્વારકામાં કેવી છે તે તો આપણે જોઈએ છીએ. કૃષ્ણ-સ્ત્રીઓ પણ 'મુનિનો મર્મ કોઈ નવ લહે' — 'હરિદાસને ઓળખો નહિ.' તેમણે પણ 'સાધુની ચેષ્ટા ઓળખી' નહિ.

**૨૯૪-૭.** ટીખળી વાજાની નાયિકા **સત્યભામા** — કૃષ્ણની લાડીલી પટરાણી છે. તે કૃષ્ણ સાથે ખૂબ રિસામણાં-મનામણાં રમી શકતી. 'મામેરુ'માં વાંકાબોલી નારીઓ છે, તેવી સત્યભામા અહીં

* પણ તે સહજ છે. કૃષ્ણે જે મિત્રપ્રેમ અનુભવ્યો તેમાંથી જ તે આપોઆપ નીપજે છે. (જુઓ ૨૭૫-૬ની ટીપ) કવિની રસ-જમાવટ-શક્તિનો આ નમૂનો કહેવાય.

છે. સૌ હસે છે, પણ બોલે છે — બોલી શકે છે એકલી સત્યભામા. તેનાં વ્યંગબાણ કેવાં વેધક છે!

ફૂટડા [સં. स्फुट=સ્પષ્ટ] સ્પષ્ટ રૂપવાળા, રૂપાળા. **ભલી** [સં. भद्रक, પ્રા. भल्लओ] રૂડી, સારી, મજેદાર. **સોંધો** [સં. सुगंध, હિં. सोंधा] શરીરે ચોળવાનો સુગંધી પદાર્થ. કાકા તે સુદામો. તેમને જોઈ છળશે [સં. छल] બીશે. કાકા કહેતા આવી કૃષ્ણસુત-સમુદાયની ખાવું માગવાની વાત તો ક્યાંય રહી!

૨૯૮. **તવ** [સં. तावत्] ત્યારે, જ્યારે સત્યભામાએ હસણી કરી ત્યારે. ટપકાનું તીરસમાન ટૂંકાણ ગુસ્સો પણ દેખાડે છે.

૩૦૦. અને કૃષ્ણ ઊભા ઊભા સુદામાને વા ઢોળવાની ક્રિયા દ્વારા સત્યભામાને મૂક ટપકો યા જવાબ આપે છે કે, તમને ભાન નથી.

## કડવું ૮

૩૦૧. કડવાનું આ ધ્રુપદ તેનો આખો સાર પણ કહી દે છે. કૃષ્ણે સુદામાનો પોતાને હાથે જે સત્કાર કર્યો તેનું વર્ણન આ કડવામાં છે.

સરખાવો—'हम भक्तनके भक्त हमारे, सुन अर्जुन परतिज्ञा मोरी.'

૩૦૨. **ચક્રપાણિ** [સં.] સુદર્શનધારી શ્રીકૃષ્ણ. **ચમર** [સં. चामर] કરે છે—ચમરથી વા ઢોળે છે. છડી છત્ર પેઠે ચામર ઢોળાય એ રાજશ્રીનું એક ચિહ્ન ગણાય છે. જાણે કૃષ્ણે જગાની અદલાબદલી કરી! જુઓ આગળ લીટી ૪૫૫માં કૃષ્ણ એવી જ ઇચ્છા કરે છે.

૩૦૩. **નેત્ર-સમસ્યા** [સં.] આંખ વડે ઇસારો. ઇસારાથી કામ લેવામાંય માનઆદરનો ભાવ વધુ ઘન રીતે વ્યક્ત થાય છે.

૩૦૪. સત્યભામા પર તો કશી અસર નથી. સુદામાની વધુ નજીક આવતાં ઊલટું હાસ્ય વધે. પણ રોકવું તો જોઈએ, કેમ કે

વાતાવરણ જુદું હતુ તેથી **પાલવ** [स पल्लव] — સાલ્લાનો છેડો આધો તાણીને અને **મનમાં** કે ('મદ' પાઠ લો તો) મદ હસે છે.

જે મધુ કૃષ્ણ ચલાવે છે એમાં એક અદમ્ય હાસ્યરસ રહેલો છે, ભને એમા ભક્તિ અને ભક્તવત્સલતાનો અનુપમ લહાવો લૂટાતો હોય જગત ભગતના રાહમા મૂલગત કાઈક વિચિત્ર વિસવાદ તો છે જ, એમ આ લીટી દ્વારા જાણે કવિ ન સૂચવતો હોય!

૩૦૫–૬. **પાણી** [स पानीय] **નાંખે** — રેડે છે **સારંગપાણિ** [स] હાથમા સારગ નામના ધનુષ્યવાળા વિષ્ણુ, શ્રીકૃષ્ણ પોતાને **હાથે** [स हस्त, प्रा हत्थ] — જાતે

૩૦૭–૧૦. પગ ધોયા ને પ્રીતે **ચરણોદક** [स] — પગ ધોયેલુ પાણી, ચરણામૃત લીધુ કોણે? જેના **નાભિકમલ** [स] — નાભિ — દૂટીરૂપી કમળમાથી બ્રહ્મા પ્રગટ થયા, જેણે એક પળવારમા આ જગ સર્જ્યું, જેણે બાળકૃષ્ણરૂપે મોમા આખા સસારનુ વિરાટ રૂપ માતા જશોદાને બતાવ્યુ અને એમ કરી તેમનુ મન હરી લીધુ, જેણે વિશ્વામિત્ર જેવા **તાપસ** [स.] — તપસ્વીને પણ મુશ્કેલીથી દર્શન દીધુ, તે પ્રભુ શ્રીકૃષ્ણે

બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રિમૂર્તિમા બ્રહ્મા પરમેશ્વરની સર્જન-શક્તિરૂપ છે ચાર વેદ ભણતા ચાર મુખવાળા બ્રહ્મચારી એમને કલ્પ્યા છે ને સરસ્વતી દેવી એમની પુત્રી મનાય છે.

૩૦૮. અર્જુનને જ્ઞાન આપવા માટે કૃષ્ણે (ગીતામા) વિરાટ દર્શન કરાવ્યુ હતુ તેમ બાળપણમા એક વાર જશોદા માએ કૃષ્ણને પકડી મો ખોલવા કહ્યુ મો ખોલ્યુ તો મોહે માતા વિરાટરૂપ જોઈ સ્તબ્ધ થઈ ગયા, ને એમનો પુત્રમોહ ઊતરી, કૃષ્ણ સાક્ષાત્ પ્રભુ છે એવુ જ્ઞાન લાધ્યા

ડરથી કૃષ્ણની રક્ષાની ચિંતા ટાળવા માટે પણ કૃષ્ણે માતાને પોતાનું ખરુ રૂપ — તેનુ જ્ઞાન કરાવ્યુ, એમ પણ ભાગવતમા કથા છે

૩૦૯. વિશ્વામિત્ર મૂળ ક્ષત્રિય. કઠોર તપ કરી કરીને તે બ્રહ્મર્ષિ થયા, એનો ઉલ્લેખ છે વસિષ્ટ વિશ્વામિત્રની કથા યાદ કરો

૩૧૧. ઓઢવાની [दे ओड्ढण — ઓઢણું] જે કીમતી ભારે પીત [स] પીળી પિછોડી — ઓઢવાની ચાદર કે શાલ, તે વડે પગ લોણ્યા એટલું બધુ બહુમાન કર્યું.

૩૧૨-૮. પૂજાના ષોડશ પ્રકાર [स] — સોળ રીત, આહ્‌વાન, આસન, પાદ્ય — પગ ધોવા, આચમન, અર્ધ્ય, સ્નાન, વસ્ત્ર, યજ્ઞોપવીત, ગંધ, ધૂપ, દીપ, નૈવેદ્ય, દક્ષિણા, પ્રદક્ષિણા, મંત્ર, પુષ્પાંજલિ આ પ્રકારે મૂર્તિપૂજા થાય તે જ વિધિથી સુદામાનો સત્કાર થાય છે તે જુઓ.

૩૧૨. અગર — સુખડ અને ધૂપ [स] લોબાન વગેરેના ઉપાય [स] સાધન વડે પૂજા કરવાથી હર્ષાશ્રુ આવે છે

૩૧૪. સુદામા જમે છે ત્યારે વીંજણો [स व्यजन] હાથમા લઈ વિઠ્ઠલ [स પરથી?] શ્રીકૃષ્ણ વા નાખે છે

૩૧૫-૭ મેવા [फा] લીલા સૂકા ફળ, ને પકવાન મિષ્ટાન્ન — રસોઈની ચીજો ભોજનને અંતે શર્કરાયુક્ત [स] સાકરવાળું પયપાન [स पयपान] કરાવ્યુ — દૂધ પાયુ. પછી શુદ્ધ જળથી ઋષિએ આચમન [स] — ચળુ કર્યું, હાથ-મો ધોયા છેવટે પાન આપ્યુ

૩૧૮. પ્રસાદ [स=કૃપા] શેષ, પરસાદ ગણીને ભગવાન આરોગ્યા [दे आरोग्गइ = ખાવુ] — ભગવાને ખાધુ ['ભગવાને આરોગ્યુ' બદલે આમ કર્તરિપ્રયોગ વૈષ્ણવ પરિભાષામા થાય છે.]

૩૨૦. જુઓ લીટી ૨૮૯ શ્રીકૃષ્ણ તો ષોડશ પૂજાથી આનંદ-મગ્ન છે પણ સુદામાના હાલ ' જનમમા પહેલી વાર આ બધુ અનુભવતા અડવુ તો ભારે લાગે. કવિ એનુ હાસ્ય નથી જમાવતો, તે ઠીક જ છે, નહિ તો ઘણું અપ્રાસંગિક, અનુચિત થાત. છતા,

સુદામાના હાલ તો થાય જ છે, તે પેલી ભાવે આણેલી ભેટને જ કારણે! એ તો ખરેખરી 'સોગાત' થઈ પડી!

**૩૨૧. ચંતા** — ચિંતા, ફિકર, ચટપટી **રખે** (સ रक्ष्) કદાચ — ન કરે નારાયણ, પોટલી **દેખે** [સ दृश्, પ્રા देक्ख– અપભ્રંશ–देख] એ બીકે કાયા કંપે કયા ષોડશ પૂજાથી થવી ઘટતી આનંદોર્મિ અને સુખ, અને કયા આ બીજો કાયાકંપ!

**૩૨૨. ગાંઠડી** [સ ग्रथि–પ્રા गठि] — પોટલી **જઘા** [સ ] — જાંઘ તળે સંતાડે છે તેને પોતાની હાસ્યાસ્પદ પામરતા પ્રત્યક્ષ થાય છે, કૃષ્ણની સ્ત્રીઓ આગળ થનાર ફજેતીથી લાજે છે

**૩૨૪. જાણવાની ગત** — ગતિ, શક્તિ ઘણી છે

કડવું ૯

**૩૨૫-૬. ગોવિંદે** [સ] કૃષ્ણે **ગોઠડી** [સ गोष्ठि] વાત **માંડી** [સ मड्?] શરૂ કરી છઉં જૂની ગુજરાતીના આ રૂપ બદલે આજ 'છીએ' વપરાય છે

**૩૨૭-૮. દૂબળા** [સ दुर्बल]– સૂકલા, પાતળા **કેહી** — કઈ? **ઉદાસી** [સ उदासीन] ખિન્ન, ચિંતાતુર

**૩૨૯-૩૦.** મંત્ર ધીમેથી —નમાં કહેવાય છે તેથી **કાન ફૂંક્યો** — ધીમેથી જ્ઞો મંત્ર મગ તેય દૂબળા થવાનું કારણ મનાયું છે! **સંસાર મૂક્યો** — ત્યાગ્યો, બાવા બન્યા.

**૩૩૧. જોગથી** [સ योग] આસન, પ્રાણાયામ, ધ્યાન ઇત્યાદિથી શરીર **પ્રજાળ્યું** [સ प्रज्वल्] નકામી ધાતુઓ બાળી કૃશ કર્યું ? કેમ કે દેહ તેવી દેખાય છે **દેહી** — દેહ પ્રાસ સારુ વિકૃષ્ટ

**૩૩૨. ઘણું દુ ખ દાતા** — ઘણા દુ ખનો દેનારો વ્યાકરણ જોતા ત્રણ પદનો સમાસ ગણવો ? કે 'દુ ખ દાતા' સમાસ ગણીએ તો 'ઘણુ' વિશેષણ તેના પહેલા પદનું છે તે જુઓ આવી રીતે ગુજરાતીમા બનતાના દાખલા મળે છે

૩૩૩. 'ઉપરાજ્યું' [સ ઉપાર્જ્] ઉપાર્જન કરેલું, કમાયેલું. ચોરી પણ તે જમાનાની એક દુ:ખકારી ચીજ છે. તેણે—તેનાથી, તેથી કરીને શાતા—શાંતિ, ટાઢક, નિગત.

૩૩૬. પહેરેલા ચીંથરા જોઈને પૂછે છે.

૩૩૭. પૂર્વજન્મના કાંઈ કર્મને દોષે—પાપને લીધે સંતાનનું [સ.] પુત્રપુત્રીનુ સુખ નથી કે શુ?

૩૩૮. વઢકણાં—વઢવા કરવાની ટેવવાળા, લડકણા પ્રશ્નમાં જરાક હાસ્ય છે, તે ભાભી માટેના બહુવચનથી વિશેષ ખીલે છે.

૩૩૯. ઘણાખરા પ્રશ્નો નિકટ મિત્રો જ પૂછી શકે એવા છે. યોગ અને ત્યાગ સૂકી કાયાના કારણ હશે, પણ ખરુ કારણ પ્રશ્નને છેડે છે. 'ખાવાનુ મળતુ નથી'—એવો પ્રશ્ન ઠીક ઢાંકીને પૂછ્યો છે.

પ્રેમાનંદ કૃષ્ણના મોમાં આવા કાંઈક મજાકી અને મોટપ-ભર્યા પ્રશ્નો મૂકે છે. પણ નરસિંહ મહેતા આમ કહે છે:—

'શ્રીમુખે બોલિયા, કહોને બાંધવ તમો, બ્રહ્મચારી કે ગૃહધર્મ કીધો?
કુશળ છે બાળગોપાળ સૌ તમ તણા? ભાગ્ય મોટુ મને ચિત્ત લીધો.
ગૃહસ્થના ધર્મમા હુમ વળગી રહ્યો, હુ તે મારી વળી ગત ભૂલ્યો,
મિત્ર સુદામાની શુધ લીધી નહિ, કામિની-કેફમા હું જ ડૂલ્યો.' (પદ-૮મુ)

એ 'કામિની-કેફ'ને પ્રેમાનંદ એક વૈભવતી મોટાઈ જેમ વર્ણવે છે!

૩૪૧-૪૪. સુદામાનો આ ટૂંકો ઉત્તર એના જેવા પરમ ભક્તને છાજે એવો અને ભારે સુદર છે તેમા જે વાણીનો સયમ છે તે તેના અર્થને વધુ સઘન બનાવે છે. જુઓ ૬ ટીપમા વધારેની બે કડીઓ સુદામાનો ઉત્તર એવો ઉદાત્ત અને તેના જેવાને ઘટતો છે કે, તેની સુંદરતાને સજવા બે કડી વધારી દેના સ્વાભાવિક રીતે કોઈ લલચાય પણ એ આ લીટીઓની અર્થઘનતાને પાતળી કરી દે. અહીંના પ્રેમાનંદના સંયમની સાથે સરખાવો વિલકી સ્થિતિની લીટીઓ. ૨૬૮-૭૩ અને જુઓ તે ઉપરની ટીપ.

૩૪૨. વાર્તા [સ.] ખબર, સમાચાર, વાત.

૩૪૪. પ્રભુદર્શન થયાં એટલે હવે હું તો 'ભયો ભયો 'થઈ ગયો.

'દેહ' પાઠ 'દેહી' પરથી કરી લીધો છે તે વિશે ટીપ ૫ માં જુઓ દેહી=આત્મા અર્થ તો અહીં કવિએય કલ્પ્યો નથી. અને કૃષ્ણે દૂબળા દેહની જ ફરિયાદ કરી છે, તેનો સુદામા ઉત્તર કહે છે, એ પણ યાદ કરો.

## કડવું ૧૦—

બે 'બાળસનેહી' મળે, અને ઘણે વરસે, ત્યારે શુ કરે? જૂની સ્મૃતિ વાગોળી વાગોળીને પૂર્વજીવન તાજુ કરી ફરી તેનો આનંદ લૂટે આ કડવુ એવુ છે. ભાષાનાં પ્રિય બાળકાવ્યોમાં એની ગણના છે તે યથાર્થ છે.

૩૪૫-૬. કૃષ્ણ પુછે છે. **સાંભરે** [स सस्मृ, अप संभरइ] યાદ છે? સુદામો ૩૪૬મી લીટીથી ઉત્તર આપે છે. અને એ ક્રમથી કૃષ્ણનો પ્રશ્ન, સુદામાનો ઉત્તર ચાલ્યા કરે છે. ખરુ જોતા, તેને પ્રશ્ન ઉત્તર કહેવા કરતા કૃષ્ણ એક સંભારણુ કહે છે, સુદામા તેમાં યોગ્ય પૂર્તિ કરે છે, એમ કહેવુ જોઈએ.

**નેહ** [स स्नेह] પ્રેમ, મહોબત

૩૪૭. ભાગવત કહે છે કે, કૃષ્ણ બળરામ ૬૪ દિવસ સાંદીપનિને ત્યાં રહેલા. જુઓ લીટી ૧૫ ઉપરની ટીપ.

૩૫૦. **ત્રણે ભ્રાત**—રામ, કૃષ્ણ ને સુદામો ત્રણે ભાઈ જેમ રહેતા, એ સૂચન એમાં છે.

૩૫૨-૨. **સાથરો** [स स्तर, प्रा सत्थर] રાતે આખા દહાડાનાં વીતકો પ્રિયજનો આપસે કરે જુઓ 'હું દુખિયાનો વિસામો' (૨૬૯)

૩૫૬. **મુન**—મુનિ (ગુરુજી) કોઈ એકને-કોકને, કોઈક પાસે **જાચવા**-યાચવા, માગવા ગયા, એમ અન્વય

૩૫૯-૬૦. આ કડીના પાઠ બહુ અસ્પષ્ટ છે સ્વીકારેલા પાઠનો અર્થ આમ બેસી શકે·—**અહીં**—આશ્રમમા હતા ત્યારે

આપણા શરીર ઘણુ ઊકળતા હતા, તે તને યાદ છે? સુદામા કહે છે, હાજી, માથે વરસાદ ઘેરાયો હતો, તેથી ખૂબ ઘામ ન થાય તો શુ થાય!

અથવા, આશ્રમમાથી ઊપડતી વખતે તો આપણને ઘણો ઉકળાટ થતો. સુદામો કહે છે, અને ત્યા વનમા તો માથે વરસાદ તૂટી પડેલો! કેવી ઋતુની વાત! એ તે હું કેમ વીસરી શકુ? જુઓ ભાગવતમા —'अपर्तौ वातवर्षमभूत्तीव्र '

૩૬૧. ખાંધે [स स्कंध] ખભે કુહાડા [स कुठार] લીધા, ને આશ્રમથી ઘણે દૂર લાકડા લેવા ગયા

૩૬૩. 'ત્રણે બાધના' પાઠ બરોબર નથી એ ક્ષત્રિય-માળે વાદ વધો — હોડે ચડયા એ સ્વાભાવિક સાત્ત્વિક સુદામો એમ ન ઉશ્કેરાય

૩૬૪. ખોડ [स क्ष्वोटक, प्रा खोडओ] — જાડુ મોટુ સૂકુ ઠૂણુ — થડિયુ.

૩૬૬. બારે મેહ — બાર પ્રકારના મેઘ — વાદળા મનાય છે બધા સાથે ચડી આવે તો અપાર વૃષ્ટિ થાય. સામે આવ્યા — લાકડાના ભારા લઈ આશ્રમ જવાને તૈયાર થતી વખતે

૩૬૭–૭૨. ધોધમાર વરસાદ ને વાવાઝોડાનુ વર્ણન ઘૂજે ઘન [स.] વાદળ અધારે [प्रा, स अंधकार] આકાશને આવર્યુ [स आवृ] — ઘેર્યું, છાઈ દીધુ

ભાગવતમા આ વર્ણનના આધારરૂપ જે છે તે આમ છે·

'હે બ્રહ્મન, ગુરુઘેર રહેતા હતા ત્યારે ગોગણીએ લાકડા લઈ આવવાનુ આપણને કહેલુ તે તને યાદ છે? આપણે મહાઅરણ્યમા દાખલ થયા અને કઋતુના ભારે વાયુ અને વર્ષા આવ્યા, ને ઘોર ગર્જનાઓ થઈ, સૂર્ય આથમી ગયો ને બધી દિશાઓ અધારે આવરી લીધી, બધુ જળબાગર થઈ ગયુ, જેથી કયુ શુ છે તે ઓળખાય નહિ વર્ષા ને વાવાઝોડાથી પીડાતા ને પાણી ડહોળતા, એકબીજાના

હાથ ઝાલી, દિશાઓની સૂઝ ન પડે એટલે આપણે દુઃખ પામતા વનમાં રખડચા કર્યું. આ જાણી, સૂર્ય ઊગ્યે, સાંદીપનિ ગુરુ આપણને શોધવા નીકળ્યા.'

૩૭૩–૭૬. સુદામાએ છાના ચણા ખાધાની આ વાત ભાગવતમાં નથી. જેમ નળાખ્યાનમાં દમયંતીને, એકલપેટી બની નળથી છાનાં માછલાં ખાતી નિરૂપી છે (મૂળ મહાભારતમાં એ બીના ન હોવા છતાં), તેવી જ એક પ્રકારની હીન પ્રાકૃતતા કવિએ આ આખ્યાનમાં પણ કરી છે. ક્યાં શરૂમાં વર્ણવેલી (લીટી ૧૧–૧૪) ત્રણ જણના ઓતપ્રોત સહજીવનની કથા, અને ક્યાં આ 'મન એવું સંન્યાસી' વર્ણવેલા ઋષિ સુદામાની ભ્રષ્ટતા! હીન લોકરુચિની વાહવાહ મેળવવા કે શાથી, કવિ પોતે તણાઈ ગયા, ને પાત્રાલેખનની સળંગસૂત્રતાને ભોગે ભ્રષ્ટ લોકરુચિને તોષી બેઠા!

ભૂખતરસ લાગે કે તેવે કોઈ સંકડામણને સમયે એકલપેટો થઈ સામાન્ય માણસ ખાઈ બેસે. જેલમાં જનારા સત્યાગ્રહીઓમાં, જેલબંધનની સંકડામણની દશામાં, આવું ટૂંકું મન થઈ જતું કેટલીક વાર જોવા મળે છે. પણ સુદામાને તે ન ઘટે; વળી ચણાનું ભાથું ઓછું નથી બંધાવ્યું — સવા શેર છે; ત્રણે 'એકઠા બેસી અશન' કરી શકત.

કવિએ આ ઉમેરો સુદામાની ગરીબાઈ જોડે વળી જોડી દીધો! આ જ જન્મની ભૂલે એ જ અવતારે ફળ દીધું એમ? આ ઉમેરામાં સુશ્લિષ્ટ સંગતતા નથી.

શ્રી. જાની, આખ્યાનનાં આ મધ્ય કડવાંની મજેદાર રસ-જમાવટ વખાણતાં છતાં, તે સામે સાચી ફરિયાદ કરે છે કે,

"મહાકવિ ધારે તો, પોતાના વાચકોની રસજ્ઞતાને ઉચ્ચ કોટિની બનાવી શકે; એટલે કે, હલકી વસ્તુવાળા, હલકા ભાવોવાળા, કેવળ રસાભાસમાં જ તેમની રસજ્ઞતાને રમવા ન દેતાં, તે પ્રતિ તેમને તિરસ્કાર કરતાં શીખવી, સારાં સારાં પાત્રોને આલેખી ... વિશુદ્ધ

ાવરણને ઉત્પન્ન કરી શકે. કવિશ્રીએ આવો કંઈ પ્રયત્ન આદર્યો ! તેમ તેમની કાવ્યકૃતિઓ અવલોકવાથી જણાતું નથી." ્માલોચક, પુ. ૧૪ – પા. ૧૧ ]

અને મિત્રને તેની ચોરીની વાત યાદ દેવડાવવી એ સુજનતા ર આતિથ્ય પણ નથી. 'અમો છાના તમો આરોગિયા' એમ ્ખર હોય તોય તે કહેવામાં અવિવેક અને અસંસ્કારિતા નથી?

પાઠાંતરો જુઓ. કેટલીક પ્રતોમાં ચણાની વાત નથી. આ ને ક્ષેપક ગણી કાઢી નાખવામાં આવે તોયે કથા-પ્રવાહ તૂટક ી લાગતો.

૩૭૮. તેં કેર [ ग्रा. कहृ ] જુલમ, ગજબ કીધો. બાળકોને ી ત્રઋતુમાં વન ગોકલ્યા તે.

૩૮૧ – ૯૬. દોણીનું તથા ગુરુદક્ષિણાનું આ સંભારણું આ ને ભાગવતકાર કે નરસિંહ મહેતા નથી વર્ણવતા. ચણાની ચોરી ન, આમાં પણ કૃષ્ણનો ( બડાઈની વાત જાતે હાંકવાનો ) અવિવેક ો છે. પ્રેમાનંદ કદાચ કૃષ્ણનું ભગવાનપણું બતાવવાનું ધારીને ા ઉમેરો અસ્થાને કરી બેઠો હશે?

દોણી [ सं. दोहिनी ] દોહવાનું ( માટીનું ) વાસણ.

૩૮૩. 'લાંબે હાથે' દોણી આપવા કૃષ્ણે, 'હાથ વધારિયો'– ખો કર્યો, ને એ શબ્દપ્રયોગને અક્ષરશઃ સાચો પાડ્યો!

૩૮૮. કુમાર [ સં. ] ( સાંદીપનિનો ) પુત્ર.

૩૯૧–૪. પંચજન [ સં. ] એક રાક્ષસનું નામ. એને વિષે ાગવતમાં ( સ્કંધ ૧૦, અ. ૪૫ ) આવી વાત છે: — પ્રભાસના રયામાં સાંદીપનિનો પુત્ર ડૂબી ગયેલો. ઋષિપત્નીએ તે ગુરુદક્ષિણામાં ગ્યો. તે પરથી કૃષ્ણ પ્રભાસ ગયા ને સમુદ્રને ગુરુપુત્ર આપવા કહ્યું. મુદ્રે કહ્યું કે, મેં તેનું હરણ કર્યું નથી, પણ પાણીમાં હરતાફરતા ાંખરૂપધારી' પંચજન દૈત્યે લીધો હશે. કૃષ્ણે તેને માર્યો; તેના ંગમાંથી નીકળેલો — પાંચજન્ય — શંખ લઈ તે કુમારની આગળ

શોધ કરવા સીધા 'સંયમતી' નામે યમપુરીમાં પહોંચ્યા. (ટી
૫ માં ફ્ર. ૧નું પાઠાંતર 'રાજમ્મની' તે 'સંજમ્તી' લાગે છે.)

'પંચજન'ના પાઠાંતરની ટીપ પણ જુઓ. સમ પાતા
શોધ્યાં; તેમાં પંચજન સામો આવ્યો; કૃષ્ણે તે દૈત્યનો કાળ આણ્યે
એ રીતના અર્થમાં કથા-પ્રવાહ સરળ બને છે. શંખની વા
અપ્રસ્તુત છે.

૩૯૬. **વિદાય થયા** ગુજરાતી સ્ત્રીરૂપ ?

૩૯૭–૮. કૃષ્ણ જુદાઈના દુઃખનો ધ્વનિ કાઢે છે; સુદા
મળ્યાનો આનંદ આગળ કરે છે.

*જૂજવા* [ दे. जुअजुअ ] — જુદા; છૂટા; નોખા.

૩૯૯–૪૦૧. તુ. ક. 'પાટી લખી દેખાડતા' સુદામાનો ટ
જવાબ નમ્ર ભક્તિવાચક છેઃ— એ તો, પ્રભુ, આપની લીલા હતી
'મહારાજ, નિજ દાસની **લાજ** [ सं. लज्जा ] — આબરૂ વધા
છો' એ જ. બાકી આપ તો સર્વજ્ઞ છો.

૪૦૨. **સોમદૃષ્ટિ** [ सं. ] ચંદ્ર જેવી શીતળ કૃપા-દૃષ્ટિ.

## કડવું ૧૧

૪૦૫–૬. **અઢળક ઢળિયો** — બેસુમાર ઝૂક્યો — કૃપા કર
**સુખડી** [ सं. शुष्कफलि ] ( ભેટ માટે આણેલું ) ભાથું. **સારે** — બદ

૪૦૭–૧૨. સુદામાનો અતિ લજ્જાભર્યો સંકોચ.* (લીટ
૩૨૧–૩ ). અને કૃષ્ણનો સામેથી તેટલા જ ભારે અનુનયવા
આગ્રહ અહીં રસબીજ છે. અને એક બાજુ ભેટની પોટલી
સામે તેના તોલમાં ઇન્દ્રનો વૈભવ અને 'ભવની ભાવઠ જાય', ર
પણ સમાન રસપ્રદ જ છે.

---

* ભાગવતમાં આ સંકોચ એક જ શબ્દથી વર્ણવ્યો છે:—' व्रीडितः
' किमुपायनमानीतं ' — इत्युक्तोऽपि द्विजस्तस्मै व्रीडितः न प्रायच्छत्
' શી ભેટ લાવ્યા છો ' એમ પૂછ્યા છતાં, લજ્જાવાળા તેણે પૌંઆ ન આપ્ય

૪૦૯. 'મોટું મન કરી'—સુદામાના સંકોચ પરત્વે તથા કૃષ્ણની માગણીને અંગે — બેઉ રીતે અર્થ બેસી શકે. તેમ જ, ૪૧૨માં 'ભવની ભાવઠ' – સુદામા તથા કૃષ્ણ બેઉની ભાવઠ અંગે અર્થ ઘટે.

૪૧૩–૬. કૃષ્ણનો આગ્રહ જોઈ 'સમસ્ત નારી ભૂલી જુએ છે';— તેઓ ભ્રમમાં પડી કે, શીય ભેટ હશે કે ભગવાન માગે છે! આ તેમનો ભ્રમ ભગવાન ભાંજશે. બેઉ રીતે; જે આતુરતાથી બધું અવલોકતાં એમ આલોચે-જુએ છે, તેની પોકળતા જણાશે, કેમ કે કાંગવા જ નીકળશે. અને એ પણ ભ્રમ જ હશે, કેમ કે એ કાંગવા પણ દિવ્ય સ્વાદવાળા કરી અગાઉનો આગ્રહ પાછો યથાર્થ કરાવશે. બીજી રીતે પણ ભગવાન ભ્રમ ભાંગશે તે જુઓ લીટી ૪૧૮ માં સુદામો બતાવે છે.

૪૧૭-૨૦. આટલી બધી ઉત્કંઠા અને આતુરતાના વાતાવરણથી સુદામા સાંસામાં [સં. संशय] સંશયમાં પડી ગયો— ગભરાયો કે, તાંદુલ દેખી 'ભરમ ભાંગશે ને મારી મસ્કરી થશે'. પછી 'પાડાને વાંકે પખાલને ડામવાના' ઘાટ તે કરે છે! સ્ત્રી પર તે સાંકડનો દોષ ઢોળે છે.

૪૧૯-૨૦. સ્ત્રીને કહે આવ્યો તેમાં હું લોભી જણાયો. તે જ લોભમાં, તુચ્છ ભેટ આપ્યાનું ભાન ન રહ્યું. આમ લાખ ટકાની [સં. टङ्क?] — અતિ મોંઘી લાજ-આબરૂ ખોઈ. એમ ધણિયાણીએ [સં. धनी-ધણી] — સ્ત્રીએ ઘર [સં. गृह] ઘાલ્યું [પ્રા. घल्ल] — ઘરના ભારવહનો નાશ કર્યો, બધું ઊંધું વાળ્યું.

ભેટ 'તુચ્છ' [સં.] — નજીવી, નકામી તો સુદામાને અહીં આવ્યે લાગી. સ્ત્રી પાસેથી લીધી, ત્યારે તો 'તગતગતા તાંદુલ દેખીને ઋષિજી પામ્યા રીઝ' (૧૭૦). 'તુચ્છ' માટે જુઓ નરસૈયા-કૃત ચરિતમાં પદ ૭, ટૂંક પહેલી.

૧. શોચના — જુઓ ૧૧૫ લીટી.

૪૨૨. કૃષ્ણ ગાંઠડી માગે છે તે પણ ગમત જ લાગે છે. છેવટે તેવી જ રીતે તાંદુલ તાણી પણ લીધા. એ બધાનું વર્ણન સુદામા આગળ ઉપર કરે છે તે જુઓ લીટી ૪૯૨.

૪૨૩–૪. હેમની થાળી ગમ્યા પછી દશવીશ ચીંથરાં બાંધેલ વસ્તુ 'ઓટીમાંના લાખના' જેવી આતુરતા જગવે છે.

છબીલો [स. छविल्ल ?] ઘાટીલો, રૂપાળો; શ્રીકૃષ્ણ.

૪૨૫–૬. **પારસ** [स स्पर्श] – પારસમણિ, જે લોહને અડતાં તેનું સોનું કરી દે. **અમૃત–ફલ** ખાવાથી અમર થવાય એમ મનાય છે. **સંજીવનમણિ** મૂએલાને સજીવન કરે – જિવાડે એવો મણિ. આ બધાં અતિ જૂના કાળથી આપણે ત્યાં કલ્પાયેલાં મોરાં છે, જાણે મનુષ્યની તે તે વાસનાની મૂર્તિમંત અમરાશા ન હોય!

૪૨૭–૮. **'જોઈ રહ્યો જુવતી–સાથ'** [सं. सार्थ, प्रा. सत्थ] — આટલી જ ટૂંકી લીટીથી કવિ સ્ત્રીઓની ભ્રમ-ભાંજણી વર્ણવે છે. કણ જોઈ જુવતી-સાથ તો દિંગ જ થઈ ગયો—ડરી જ ગયો! છતાં ભગવાન તો હજી સ્ત્રીઓની ભ્રમ-કથા આગળ જ ચલાવે છે : તે તો ઊલટા ગળગળા થઈ કાંગવાને છાતીએ ચાંપે છે! ને ખૂબ સ્તુતિ કરી તેની એક મૂઠી મોંમાં મારે છે.

૪૨૯–૩૦. **અવની** [स.] દુનિયા; જગત. કૃષ્ણ અહીં ભગવાન પેઠે બોલે છે. તુ. ક. ગીતા ૪-૫ : 'बहूनि मे व्यतीतानि जन्मानि.'

૪૩૧. આ ત્રણ મિત્રો કે સેવકોનો દાખલો ઋષિપત્નીએ પણ અગાઉ બીજે પ્રસંગે આપ્યો હતો. જુઓ લીટી ૯૭–૮.

૪૩૪–૬. પૂર્વજન્મના આ કારણે સુદામો દરિદ્ર છે. કર્મના અક્ષય્ય કાયદાનુસાર, દાન કર્યા વગર એમાંથી ન છુટાય; તેથી જગજીવન જાચકરૂપ થયા, — તેમણે પેલી પોટલી માગી તે. અને તે મળી તે દાનના ફળરૂપે પછી 'દારિદ્ર નાંખ્યાં કાપી.'

૪૩૭–૮. જેમ કણ મરડ્યો તેમ દુઃખ **સાથેથાં** — સાથે લાગાં, એકીસાથે **મોડથાં** [स. मोटन, प्रा. मोडण] તોડ્યાં, ભાગ્યાં;

અને જેમ ચીંથરાં છોડ્યાં તે જ પ્રકારે આત્માને આવરનાર અજ્ઞાન-પડોનાં — ભવના ચૈન છોડ્યાં. સહોક્તિ મનોહર છે.

૪૩૯–૪૦. જવ [સં. યદા] જ્યારે. તેણે સ્થાનક — તેની જગાએ. સપ્તભોમી સાત માળનો આવાસ [સં.] ઘર, મહેલ.

૪૪૧. સાંબ–કૃષ્ણનો પુત્ર.

૪૪૨. એમ સુદામાનો જે વૈભવ થયો તેનો શો વિવેક કરીને — ફોડ પાડીને, તપસીલવાર વખાણે [સં. વ્યાખ્યાન] વર્ણવે? ટૂંકમાં, જેવું કૃષ્ણનું ઘરસૂત્ર તેવું જ સુદામાનું થઈ ગયું.

આવે પ્રસંગે અતિશયોક્તિથી કે અદ્‌ભુત રસ દ્વારા કામ લઈ ધારી અસર પડાય, તેમ કવિ કરે છે.

૪૪૫. સાખી — એ રાગનું સ્તુતિ-ગીત.

૪૪૬. હરિણાખી [સં. हरिणाक्षी] એવી રૂપાળી બનેલી સુદામાપત્ની હીંચે છે — હીંચકા ખાય છે.

૪૪૭. કુબેર તે દેવોનો ભંડારી ધનાઢ્યતાનું ઉપમાન; સુદામાના વૈભવ આગળ તે ઉપમેય બને છે, એ વ્યતિરેકાલંકાર.

૪૫૫–૭. એક મૂઠી સાટે જે આપ્યુ તે ગયા કડવામા કહ્યુ. (૪૫૧) બીજી મૂઠી ભરીને તે સાટે આપવાનો મકપ કરે છે

૪૫૮. રુકિમણી કહે છે તે અન્યાય એ રીતે અમને થોડા ફાગના કેમ ન આપો? અને અમે શો વાક કર્યો કે સુદાનાનુ દાસીત્વ આપો છો?

૪૫૯–૬૧. માત્ર રુકિમણી ને કૃષ્ણ એ દપતી [સં] સમજ્યા છે બીજી કોઈ સ્ત્રી (૧૬૦૦૦ ઉપગત બીજી પટરાણીઓ પણ સમજતી) **પ્રીછતી** — જાણતી, સમજતી નથી કે આ બધો શો ખેલ ચાલે છે

તડુલની ગમત હવે કવિ, આટલેથી આવરી લે છે સ્ત્રીઓ આગળ **મિત્રનો ભાર** — સુદામાની આબરૂ ગખે છે હવે પછી તે સુદામાની વિદાય તરફ વળે છે

**સુધાસાર** [સ] — અમૃતનો પણ સાર, અર્ક હોય તેના જેવો, અથવા સુધા જેવો સારો, ઉત્તમ **સ્વાદ** [સ] મૂક્યો

૪૬૪. **ઠાલે** [दे ठल्ल = નિર્ધન] **હાથે** — હાથમા કાઈ આપવાનું લીધા વગર અહીંથી સુદામાની બીજી મજાની જે શરૂઆત થાય છે, તેના સૂચક એ શબ્દો

૪૬૫. **પોળ** [स प्रतोली, प्रा पओली?] – શેરી કે મહેલનો સગ્રામ રસ્તા પરનો મુખ્ય દરવાજો **કોડી** [स कपर्दिका]

૪૬૬ સત્યભામા ફરી ચાવળી થાય છે, તેને રુક્મિણી પાછી છાછિયુ કરે છે — 'શુ સમજો, સુદરી!' (જુઓ અગાઉ લીટી ૨૯૮)

કૃપણ [સ] કજૂસ, નાના જીવનં

૪૬૭. એક તો મિત્ર, વળી બ્રાહ્મણ, ને તેય દરિદ્ર' તેને નિર્મુખ વાળ્યો એટલે તે કૃપણ જ ને? કેવી તર્કશુદ્ધ દલીલ! પરંતુ સત્ય શુ છે? આમ જ જગતની ગૂઢતા ન જાણવાથી આપણે બુદ્ધિશાળીઓ ભુલાવામા પડીએ છીએ, અને ત્યારે જ્ઞાની માત્ર એટલુ જ કહે કે, 'શુ સમજો?'

અને જેમ ચીંથરાં છોડ્યાં તે જ પ્રકારે આત્માને આવરનાર અજ્ઞાન-પડોનાં — ભવનાં બંધન છોડ્યાં. સદ્દોક્તિ મજેદાર છે.

૪૩૯–૪૦. જવ [સં. यावत्] જ્યારે. તેણે સ્થાનક — તેની જગાએ. સપ્તભોમી સાત માળનો આવાસ [સં.] ઘર, મહેલ.

૪૪૧. સાંબ-કૃષ્ણનો પુત્ર.

૪૪૨. એમ સુદામાનો જે વૈભવ થયો તેનો શો વિવેક કરીને — ફોડ પાડીને, તપસીલવાર વખાણે [સં. व्याख्यान] વર્ણવે ? ટૂંકમાં, જેવું કૃષ્ણનું ઘરસૂત્ર તેવું જ સુદામાનું થઈ ગયું.

આવે પ્રસંગે અતિશયોક્તિથી કે અદ્દ્ભુત રસ દ્વારા કામ લઈ ધારી અસર પડાય, તેમ કવિ કરે છે.

૪૪૫. સાખી — એ રાગનું સ્તુતિ-ગીત.

૪૪૬. હરિણાખી [સં. हरिणाक्षी] એવી રૂપાળી બનેલી સુદામાપત્ની હીંચે છે – હીંચકા ખાય છે.

૪૪૭. કુબેર તે દેવોનો ભંડારી ધનાઢ્યતાનું ઉપમાન; સુદામાના વૈભવ આગળ તે ઉપમેય બને છે, એ વ્યતિરેકાલંકાર.

૪૪૮. ઘર પર કરોડ ધજાઓ ફરકે, લાખેણા–અતિ કીમતી દીપકો બળે, અને છપ્પન કરોડનો પતિ થયા ઉપર ભેરીઓ વાગે, એ બધાં ધનવાનનાં વૈભવચિહ્નો છે.

૪૫૦. શર્વરી [સં.] રાત.

## કડવું ૧૨

૪૫૨. સુદામા સરખું — સુદામા જેવાને ઘટે એવું. તે કેવો મોટો ભક્ત છે? જુઓ લીટી ૪૨૯–૩૨.

૪૫૩. ઇંદ્રાસનપેં — ઇંદ્રાસનથી. પેં [હિં. पै]-થી. પાંચમાનો પ્રત્યય. મોંઘું [સં. महार्घ, प्रा. महग्घ, हिं. महँगा] – કીમતી.

૪૫૪. ભગવાન ભાવના ભૂખ્યા. 'ભાવની ભેટ' મળી એટલે પરમ વિધિ [સં.] ઉત્તમ રીતે પેટ ભરાયું.

૪૫૫-૭. એક મૂઠી સાટે જે આપ્યુ તે ગયા કડવામા કહ્યું. (૪૫૧) બીજી મૂઠી ભરીને તે સાટે આપવાનો મકલ્પ કરે છે.

૪૫૮. રુકિમણી કહે છે તે અન્યાય બે રીતે અમને થોડા કાગના કેમ ન આપો? અને અમે શો વાંક કર્યો કે સુદામાનુ દાસીત્વ આપો છો?

૪૫૯-૬૧. માત્ર રુકિમણી ને કૃષ્ણ એ દંપતી [स] સમજ્યાં છે. બીજી કોઈ સ્ત્રી (૧૬૦૦૦ ઉપરાત બીજી પટરાણીઓ પણ સમજવી) **પ્રીછતી** — જાણતી, સમજતી નથી કે આ બધો શો ખેલ ચાલે છે.

તદુલની ગમત હવે કવિ આટલેથી આવરી લે છે. સ્ત્રીઓ આગળ **મિત્રનો ભાર** — સુદામાની આબરૂ રાખે છે. હવે પછી તે સુદામાની વિદાય તરફ વળે છે

**સુધાસાર** [स] — અમૃતનો પણ સાર, અર્ક હોય તેના જેવો, અથવા સુધા જેવો સારો, ઉત્તમ **સ્વાદ** [स] મૂક્યો.

૪૬૪. **ઠાલે** [दे ठल्ल = निर्धन] **હાથે** — હાથમાં કાંઈ આપવાનું લીધા વગર. અહીંથી સુદામાની બીજી મજાકની જે શરૂઆત થાય છે, તેના સૂચક બે શબ્દો.

૪૬૫. **પોળ** [म. प्रतोली, प्रा पओली?] – શેરી કે મહેલનો સરિયામ રસ્તા પરનો મુખ્ય દરવાજે **કોડી** [स कपर्दिका]

૪૬૬. સત્યભામા ફરી ચાવળી થાય છે, તેને રુકિમણી પાછી છાછિયુ કરે છે — 'શુ સમજો, સુદરી' (જુઓ અગાઉ લીટી ૨૯૮)

કૃપણ [स] કંજૂસ, નાના જીવનું

૪૬૭. એક તો મિત્ર, વળી બ્રાહ્મણ, ને તેય દરિદ્ર' તેને નિર્મુખ વાળ્યો એટલે તે કૃપણ જ ને? કેવી તર્કશુદ્ધ દલીલ' પરંતુ સત્ય શુ છે? આમ જ જગતની ગૂઢતા ન જાણવાથી આપણે બુદ્ધિધારીઓ ભુલાવામા પડીએ છીએ, અને ત્યારે જ્ઞાની માત્ર એટલુ જ કહે કે, 'શુ સમજો?'

૪૬૯. બેલડીએ વળગ્યા — બે દોસ્તો પરસ્પર ખભે હાથ મકી કે હાથમાં હાથ મિલાવી જોડી બનીને ચાલે એમ. પણ આ બાહ્ય નિકટતા વખતે સુદામાને તો તેની નિરર્થકતા કે પોલાપણું જ મનમાં દેખાય છે.

૪૭૦. છેક [સં. શેષ, પ્રા. છેક્ક] વળિયો — આખર, હદ થઈ; સુમાર ન રહ્યો.

૪૭૧. કદાચ સ્ત્રીની ચોરી — સ્ત્રીથી છાનું આપવાનું મનમાં કલ્પ્યું હશે, એટલે વાટે [સં. વર્ત્મન્, પ્રા. વટ્ટ] કાંઈ ગુપ્ત [સં.] છાનુંમાનું, સંતાડીને આપશે.

એટલે, સ્ત્રી વિષેની આ પ્રકારની ભાવના પ્રેમાનંદ યુગમાં તો હતી જ; અને તે ભગવાનને જ પ્રેમાનંદે ઓઢાડી!

૪૭૨. બિચારા સુદામાને બીજી વાર આશાભંગ થવાનું થયું. લાલચ કે આશાનો તંતુ, અતૂટ રહેવાય ત્યાં સુધી, ગમે તેવાં ચિત્રવિચિત્ર બહાને પણ, રહે છે. 'લોભે લક્ષણ જાય' તે તેથી જ. પ્રાકૃત જન પેઠે સુદામાની પર એવી દશા ગુજરતી વર્ણવી છે.

૪૭૩. કોસ [સં. ક્રોશ] લગભગ બે ગાઉ, ત્રણ-ચાર માઈલ.

૪૭૪-૫. વિદાય માગવાની સુદામાની ટૂંકી પણ આશાભરી વિનંતી, અને તેવો જ તરત રોકડો ને કોરો કૃષ્ણનો જવાબ, લોભ-લાલચની દીનતાના નાટકમાં, મઝેદાર તીક્ષ્ણતા ને તીવ્રતા અર્પે છે. એવું જ ૪૬૩-૪ લીટીઓમાં પણ જુઓ.

૪૭૬. લાલચની દીનતાના નાટકનો ત્રીજો અંક કરુણ રીતે પૂરો થયો. દીનતાના ગુસ્સાનું — અફળ લાલચના હૃદય-બળાપાનું ચિત્ર હવે પછીની ૪૭૭-૯૨ લીટીઓમાં જુઓ. તે તરીકે એ લીટીઓ પ્રાકૃત મનોદશાનું સાહજિક ચિત્રણ છે. પણ સુદામા જેવા 'ઋષિ'ને માટે?

આ ચિત્ર પ્રેમાનંદી ઉમેરો છે. અને તેનો હેતુ અગાઉ જેમ જ સુદામાના પડવાને ભોગે લોકમાનસને રોચક થવાનો છે. મહેતાકૃત ચરિતનું ૮મું પદ અહીં જુઓ.

૪૭૭. **પશ્ચાત્તાપ** [સં.] પસ્તાવો; ખેદ. **આપ** [સં. आत्मन्] — પોતાપણું, સ્વત્વ.

૪૭૮–૯. આ તો પોતા માટે ફિટકાર થયો. પણ માનવ અહંકાર એવો છે કે, પોતા કરતાં સામાનો દોષ ઝટ કાઢે; અને તેમાંય નબળી વાડે છીંડું પાડવા ઝટ દોડે. ૪૭૯મી લીટીમાં સુદામા નાહક છતાં આ નિયમ પ્રમાણે સ્ત્રી ઉપર તાડૂકે છે. જુઓ ૪૧૯–૨૦ લીટી પણ.

**સ્ત્રીજીત** [સં.] સ્ત્રીવશ; સ્ત્રીના કબ્જામાં રહેનાર. પુરુષને 'સ્ત્રીજીત' એક ગાળ સમાન લાગે છે. તેની પાછળ રહેલી પુરુષોની ભાવના બધા દેશોમાં સમાનરૂપે રહેલી લાગે છે. અંગ્રેજીમાં તેવા પતિને 'મરઘી-મૂઓ' (મરઘો) કહે છે.

**રંડા** [સં.] શબ્દપ્રયોગની ગ્રામ્ય અસંસ્કારિતા ઉઘાડી છે. સામાન્યતઃ સંસ્કારી અને વિવેકી લોક, ક્રોધાદિ લાગણીવશ થતાં, કેવી ગાળો ને ગ્રામ્ય ભાષા બોલે છે! સુદામાને તેવી અવશતા બતાવતો ચીતર્યો છે. સાચો સંસ્કારી આવે વખતે પણ મગજ ગુમાવી ન બેસે. પ્રેમાનંદનો સુદામો પ્રાકૃત ને સંસ્કૃત બેઉ ભેગો બતાવ્યો છે; અથવા ખાસ કરીને પ્રાકૃત, અને સંસ્કૃત તો ઓપ પૂરતો.

સ્ત્રીવશ માણસ **શબ** [સં. शव] મડદા જેવો છે; એનામાં જીવ જ કાંઈ નથી. અને સ્ત્રી એવી અણસમજુ જાત છે કે, અપમાન ઉપજાવે — માનહાનિ થાય, ખોટું દેખાય, એવી જ વાત કરે — કરાવે.

૪૮૦. **એકાંતરા** [સં. एकान्तरम्] એક દહાડો પડીને. **કંદમૂલ** [સં.] શકરિયાં બટાટા, સૂરણ રતાળુ જેવાં **પ્રાશન** [સં.] કરીએ (ચ્વીરૂપ?) — ખાઈએ. આ પંક્તિના 'જો'નો સંબંધ તો, 'કંદમૂળ . . .' સાથે લેવો પડશે.

**૪૮૩–૪. નાંધડાં** — નાનાં; આછુવાં. **સૂકાં** [सं. शुष्क, प्रा. सुक्क] પાંદડાં ખાઈ ન શકાય. આત્મનિંદા કે ધિક્કારની ભાવનાની તીવ્રતા બતાવતી આ પંક્તિઓ સચોટ છે.

વા પવન ભક્ષી પેટ ભરીએ, કે કાષ્ઠતૃણનો **વિક્રય** [सं.] વેચાણ કરી, અથવા પરઘેર પાણી ભરી, અને એમ નીચ પુરુષની વેઠ કીજીએ; વા **હળાહળ** [सं. हलाहल] **વિષ** [सं.] ઝેર પી પોઢીએ; પણ . . . એમ અન્વય.

૪૮૫. સ્થૂલરૂપે જોતાં માગ્યુ નથી; પણ મનથી તો અજાચકવ્રત તોડ્યું જ. ભાગવતકાર તો આમ કહે છેઃ– 'કૃષ્ણ પાસેથી તેને ધન ન મળ્યું; ને તેણે પોતે થઈને માગ્યુય નહિ. મહા દર્શન પરવારીને, તે પોતાને ઘેર ગયો.' (અ० ૮૧–૧૪)

૪૮૬–૯૨. પોતે તથા સ્ત્રી પર ક્રોધ કર્યા પછી હવે કૃષ્ણ પર મન દોડે છે, ને તેમને 'કપટ ધૂર્ત' કહેવા સુધી દોડી જાય છે.

૪૮૬. **મયા**–માયા, હેત, પ્રીતિ કરી; પણ તેનું ફળ? ઊલટા તાંદુલ ગયા ને મળ્યું કાંઈ નહિ! – કેવો 'મોટો નિર્દય નંદકુમાર'!

ઇશ્વરના રાહ ન સમજી જીવ આમ જ એની સદા-મંગળ કૃતિઓમાં દોષ જુએ છે. તાંદુલ બદલે શું મળ્યું 'તે સુદામોજી નથી જાણતા'. (૪૪૪)

૪૮૭. સત્યભામાએ પણ આવી જ વિચારણાથી 'કૃપણ' કહેલા. અજ્ઞાની કે ક્રોધી મન કેવો કાર્યકારણભાવ બેસાડે છે!

**૪૮૮. બાંધી-મુષ્ટિનો** — બાંધી મૂઠીવાળા, કૃપણ કંજૂસનો. **'મોટો નિર્દય નંદકુમાર'** — એમાં ભક્તના સ્નેહભર્યા ક્રોધની છાયા પણ લાગે એવા કોડામણા તે શબ્દો છે.

૪૯૦–૨. ચિડાયેલ મનની તર્કશક્તિ કેવી દુષ્ટ બને છે તેનો બીજો નમૂનો. પોતાનું કાણું જ જણાય એવાં ચક્ષ્માં ત્યારે મનની આંખો પહેરે છે. પછી કમળો જ થયો ત્યાં એનો દોષેય શો?

છતાં માનવી મન એવી અદ્ભુત રચનાવાળું છે કે, તે દશામાંથીય તે બચી શકે. સુદામા એટલા સાધક મનવાળા કે જાતે આ ક્રોધકૂપમાંથી નીકળ્યા.* તે દેખાડતી લીટી ગૂ૦ આવૃત્તિમાં એકફે વધારે મળે છે, તે ટીપ ર માં નીચે જુઓ. તેવા ભાવના કશાક કથનની અહીં લાગતી ખોટ પરથી કોઈએ ઉમેરી લીધી હશે ?

૪૯૨. એ બધુ (લીટી ૪૯૧) કપટ [સં.] – દગો હતું, ધૂર્ત [સં.] ધુતારાની સેવા હતી. એ બધી લટપટ – ખટપટ અને તકલીફ મારા તાંદુલ લેવા કીધી.× પણ એ તાંદુલમાં એવડું શું હતું કે આમ કૃષ્ણ કરે ? પણ ક્રોધી માણસને આવો સહજ વિચાર ન થાય; એ તો આક્ષેપ જ કરીને શાંત થઈ શકે.

૪૯૩. ભાર [સં.] પાડ, ઉપકાર. કોઈનો ભાર માથે રાખવો એ ગૃહસ્થાઈ પણ નથી. ગોપી [સં.] ગોકુળની ગોવાળ સ્ત્રી.

૪૯૪. મહી [સ. मथित, प्रा. महिअ]-દહીં. કમળા – વિષ્ણુની પત્ની.

૪૯૫. સાયુજ્ય-મુક્તિ [સં.] જીવને મોક્ષ મળે તે ચાર પ્રકારે ગણાય છે — સાલોક્ય, સામીપ્ય, સારૂપ્ય, સાયુજ્ય. જીવ શિવના સંબંધની કલ્પના પરથી એ ભેદ પડાય છે. સાલોક્ય-મુક્તિ મળે તો જીવ બ્રહ્મલોક, વૈકુંઠ, પરમધામ ઇ૦ નામથી ઓળખાતા ઈશ્વરના લોકમાં રહે. સામીપ્ય-મુક્તિ મળે તો પ્રભુની સમીપે પણ અલગ રૂપે જીવ રહે. સારૂપ્ય મુક્તિ મળે તો ઈશ્વરરૂપ થઈને જીવ રહે. સાયુજ્ય-મુક્તિમાં જીવ શિવ એક થઈને રહે, અને તે ઉત્તમ મુક્તિ ગણાય.

* ભાગવતમા સુદામાનું પહેલુ પતન પછી ચડણ નથી બતાવ્યું. રસ-જમાવટ સારુ પ્રેમાનંદે એમ કર્યું છે.

× ભાગવતમા પણ આ પ્રકારે સેવા-વર્ણન મળે છે; પણ એ બધુ 'કપટ ધૂર્તની-સેવા, લટપટ કીધી મારા તાદુલ લેવા' એમ નથી બતાવ્યું. સુદામો ઊલટો પ્રભુનો મહિમા માણે છે : કેવા મોટા, પણ કેવા નમ્ર !

ઋષિપત્નીના અન્ન લીધાની કથા આમ છે ગોપ મધુઓ સાથે રામકૃષ્ણ વનમા ગયા હતા, ત્યા ભૂખ લાગી પાસે આશ્રમ હતો ત્યા ગોવાળિયા ખાવાનુ માગવા ગયા, પણ ઋષિઓ યજ્ઞ કરવામા રોકાયા હતા, તેથી તે પૂરો થવા દેવા કહ્યુ પણ ઋષિપત્નીઓએ ભાવથી અન્ન આપ્યુ, જે શ્રીકૃષ્ણે લીધુ ને ભૂખ ભાગી

૪૯૬. **કુબ્જા** [स] -સની કુબડી દાસી કૃષ્ણ કસને મારવા મથુરા આવ્યા ત્યારે, તેણે કસ માટે તૈયાર કરેલા ચદનથી કૃષ્ણની પૂજા કરી ભક્તિ દેખાડી, એવી ભાગવતમા વાત છે

૪૯૭. **વિદુર** ધૃતરાષ્ટ્રના ભાઈ ચતુર નીતિજ્ઞ અને પરમ કૃષ્ણભક્ત તે હતા શ્રીકૃષ્ણ દુર્યોધન જોડે વિષ્ટિ કરવા ગયા ત્યારે તે વિદુરના મહેમાન થયા હતા. 'દુર્યોધનકો મેવા ત્યાગા, સાગ વિદુર ઘર ખાઈ,' એમ સુરદાસ ગાય છે મહેમાનગીરીમા ગરીબ વિદુરે પ્રભુને ભોજન તરીકે **ભાજી** [स भर्जिका, प्रा भज्जिआ] જ આપી

૪૯૮. **પ્રતીકાર** [स] બદલો પણ 'મારુ તો કર્મ જ અપાર કઠોર', પછી શાનો બદલો આપે? વિદુરની ભાજી જેવા પોતાના તાદુલ ધ્યાનમા નથી આવતા શબરીના બોર, સુદામાના તાદુલ, વિદુરની ભાજી, એ ભક્તોમા ઉખાણારૂપ છે

૪૯૯–૫૦૨. પોતાને સૂઝચા એના ઉમેરા પછી, આ ઓચિંતો દાખલ થતો નવો વિચાર ભાગવતમાથી કવિએ ઉતાર્યો છે ભાગવતના આ ભાગનો સાર જોવો જોઈએ

"કૃષ્ણ પાસેથી કાઈ ધન ન મળ્યુ અને પોતે થઈને તેણે માગ્યુ પણ નહિ, પણ ભગવાનના મહાન દર્શન પરવારી, પાછો ફરતો એ વ્રીડિત બ્રાહ્મણ એવો વિચાર કરતો ઘેર પહોચ્યો કે, 'શી પ્રભુની પ્રભુતા! કયા હુ પાપી દરિદ્ર, કયા શ્રીનિકેતન કૃષ્ણ! છતા, તેમણે મારી પરમ શુશ્રૂષા કરી, તે દેવોના દેવે દેવ પેઠે મને પૂજ્યો અને, આ અધન બ્રાહ્મણ ધની થાય તો છકી જઈ

મને વીસરે એમ વિચારી, તે અતિ કરુણામય પ્રભુએ મને જરા ધન ન આપ્યું, એ ખરેખર તેની દયા છે.'"

ખરા ભક્તની ભાવના આમ જ હોય, કેમ કે તેનો અનુભવ છે કે –

विपदो नैव विपदः, संपदो नैव सपदः ।
विपद् विस्मरण विष्णोः संपद् नारायणस्मृतिः ॥

પણ કવિએ આ ભાવને 'વિવેકજ્ઞાન' કહ્યું તો ખરું, પરંતુ તે એવી ભૂમિકામાં આલેખ્યો છે કે, તે જરાય ઊઠતો નથી, બલકે ખાલી પોલો લાગે છે.

**૫૦૩–૪. ઋષિ જ્ઞાન–ઘોડે** ચડીને (વાહન મળ્યું ને! એટલે) ઝટ ઘેર પહોંચી ગયા! વિચારમાં ને વિચારમાં વાટ ઝટ કપાઈ ગઈ.

## કડવું ૧૩

આ કડવામાં સુદામા 'ઘર દેખી ભૂલો પડચો'* તેની ગમત કવિ કરે છે. એ પણ પ્રેમાનંદી ઉમેરો જ છે. સુદામો પોતાની સ્ત્રીને જ ભૂલી જાય એવી તે જુદી થઈ ગઈ, એ તો ઠીક; જોકે સ્ત્રી પતિને ન ભૂલી. (કેમ કે પતિનો રૂપ-પલટો નહોતો થયો એમ?) પરંતુ સ્ત્રીપુરુષની ખેંચાખેંચના ગ્રામ્ય ફારસનો પ્રસંગ હલકી રુચિને ગમે એવો રચ્યો છે. કવિએ કોઈ આવી ગમત પ્રત્યક્ષ જોઈ હશે, તે પરથી અહીં તે ઉતારી હશે?

ભૂલવા છતાં, એક સામાન્ય જનને છાજતી કુટુંબ ચિંતા કરતો સુદામો (લીટી ૫૧૪, ૫૧૯–૨૬) વાચકને પ્રિય લાગે છે, અને તેની અવ્યભિચારી વૃત્તિ માન ઉપજાવે છે. પણ, એક સ્ત્રી-જન પુરુષ પાસે આવે તે પરથી તેમાં ભ્રષ્ટતા જ જોવી કે બદ-ચાલની ગંધ આવવી એ વિચિત્ર છે; જોકે, એ પ્રકારની મનોદશા આજ પણ આપણા સમાજમાં વર્તે છે. પ્રેમાનદકાળમાં તે હશે તેથી જ પ્રેમાનદે

* ભાગવતમાં (તેમ જ નરસૈંયાના સુદામાચરિતમાં પણ) સુદામો પોતાનું ઘર ભૂલતો નથી.

એ દ્વારા રસનિષ્પત્તિ તાકી. પણ એમાં નિર્દોષ કે ઉમદા હાસ્ય કરતા ભરાઈ રસ વધારે લાગે છે.

૫૦૫. હરિગુણગ્રામ [स] હરિના ગુણોનો સમૂહ. ગોઠવણ કરતાં – વિચારોની ગડમથલની ગોઠવણ કરતા – વિચારતાં વિચારતા.

૫૦૬. પોતાના મંદિર [स] ઘરની જગાએ કંચન-ધામ — સોનાનું મકાન જોયુ તેથી ઠામ [स स्थामन्, प्रा थाम = સ્થિરતા] — સ્થાન ભૂલ્યો કે શું, એમ 'ऋषि' સુદામા વિચારે છે

૫૦૭. ઠામ તો ભૂલ્યો, પણ નક્કી ગામ પણ ભૂલ્યો

૫૦૮. આપણે તો ચરણ નથી સેવ્યા, એવુ દુ ખ (જુઓ લીટી ૪૯૮) અને સેવનારની કાઈક આછી ઇર્ષ્યા (?) આમા દેખાય છે

૫૦૯-૧૦. શુ અડોશપડોશ પણ ભૂલી ગયો કે નગરી બધી જોઈ વળ્યો? હાસ્ય સારુ અતિશયોક્તિ. (પોતાના ઘરની) સહુ [स सर्व, प्रा सव्व] એંધાણી [स अभिज्ञान – प्रा अहिण्णाण] નિશાની જોતો જોતો ફરી પેનાં કચનધામે જ આવ્યો.

૫૧૧-૨. તે ઘરથી વેગળે [दे वेग्गल] – દૂર થોભીને પર્ણકુટી [स] ઝૂપડી.

૫૧૩. એ રચના વિશ્વકર્માએ રચી, (કોઈ) પામર મનુષ્ય (એ રચના તો) શુ જ કરે? ન કરી શકે. (જુઓ ૧૯૫ લીટી) અને વાચક જાણે છે કે, ઈશ્વરે જ એ રચના કરી હતી!

૫૧૪. ત્યાગી વેરાગીનેય કુટુબની ચિંતા તો છે જ એનુ અતિ કરુણ ચિત્ર જુઓ આગળ લીટીઓ ૫૨૫-૬

ઘર સામે વિચાર કરતા વામ દક્ષિણ [स] ડાબા જમણી આટા માર્યા કરે છે, જેને કવિ ૫૨૭મી લીટીમા સુદર રૂપકથી વર્ણવે છે — 'સકલ્પ વિકલ્પ કોરી કરતો, આવાગમન – હીંડોળે ચડ્યો'

૫૨૫-૮. સુદામાના નવા ઘરનુ વર્ણન. કોકિલ તેની વાડીઓમાં બોલે છે (तु. क विचित्रोपवनोद्यानै कूजद्द्विजकुलाकुलै । ભાગવત)

હય [ સં. ] ઘોડા **હયશાળા** — ઘોડારમાં છે. સરખાવો. કૃષ્ણના દરબારનું વર્ણન — લીટીઓ ૨૨૦થી આગળ.

**૫૧૯ થી ૫૫૦** સુધીના વર્ણન-વિસ્તારનું મૂળ ભાગવતમાં આમ છે, 'આ શું? આ ઘર કોનું? તે બન્યું શી રીતે? — આમ વિચાર કરતા ( સુદામાને ) તેને, દેવ સમાં નરનારીઓએ ખૂબ ગીત અને વાદનથી આદરસત્કાર કર્યો. પતિ પધાર્યા એમ સાંભળી હર્ષથી પત્ની તરત ઘર બહાર આવી. . . . દાસીથી વીંટળાયેલી, વિમાનમાં ઊડતી દેવી સરખી પત્નીને આવતી જોઈ તેને વિસ્મય થયો. પ્રેમથી પછી તેની સાથે તે પોતાના મંદિરમાં ગયો.'

**૫૨૦–૬.** ૫૧૪મી લીટીના દુઃખને બદલાવી વધુ દર્દમય કરી અહીં ખેવડાવ્યું છે.

**૫૨૧–૨.** ભક્ત સુદામાની **વિભૂતિ** [ સં. ] — સંપત્તિ : **હોમશાળા** — ઘરમાં નક્કી કરેલી હોમ કરવાની જગા — વેદી. **કુશ** [ સં. ] — દર્ભ ઘાસ પવિત્ર મનાય છે. તેની **સાદડી** — આસન ( પૂજાપાઠમાં બેસતી વખત સારુનું ). **સામટી** [ સં. समस्त,प्रा.समत्त ? ] એકસાથે બધું જ ગયું; તમ્મર આવે એવો ફટકો પડ્યો.

**૫૨૩–૪.** કુટુંબ-વિજોગની વિટંબણા ( વડે ) હું દૈવે-દંડ્યો, ( દૈવ, નસીબથી દંડાયેલો ) દીન — દુઃખી ગરીબ છું. અથવા 'દીન મને* દૈવે દંડ્યો' એમ અન્વય લેવાય.

**વિટંબણા** [ સં. विडंबना ] પીડા, દુઃખ.

**૫૨૫–૬.** આ આખ્યાનની બહુ ગવાયેલી બે લીટીઓ. સુદામાના દરિદ્ર સંસારનું સચોટ મર્મવેધી સૂત્ર-કથન. આ કડીનાં પાઠાંતરો ૯, ૧૦, ૧૧ જુઓ. જોયેલી હાથપ્રતોમાં તેમને સમર્થન નથી, તેથી તે છોડયાં છે.

---

*કા.માં 'હુંને' પાઠ મળે છે, તે કદાચ આ અન્વયની સરળતા સારુ ગોઠવ્યો હોય. .

નરસિંહ મહેતા કૃત

## સુદામાચરિત્ર

(ઝૂલણા છંદ)

૧

૧' જદુપતિ નાથ તે મિત્ર છે તમ તણા,
જાઓ વેગે કરી કૃષ્ણ પાસે;
પ્રીત પૂરવ તણી, હેત ધરશે હરિ,
મનના મનોરથ સફળ થાશે. જદુપતિ૦ ૧
ઘેર બાળક સહુ દુઃખ પામે બહુ,
અન્ન ને વસ્ત્રથી રહે છે ઊણા;
નિરધન સરજિયાં, પુણ્ય કીધા વિના,
કર્મના દોષ તે આવી પૂણ્યા. જદુપતિ૦ ૨
જદુપતિ જાદવો ભક્તિવશ માધવો,
કરશે કરુણા પ્રભુ, દીન જાણી;
ગોમતીસ્નાનથી કોટિ અઘ નાસશે,
નીરખતાં કૃષ્ણને પ્રેમ આણી. જદુપતિ૦ ૩
કૃષ્ણને હળી મળી, શીઘ્ર આવો વળી,
જાણશે દુઃખ અંતરજામી;
વિનતિ મનમાં ધરો, આળસ પરહરો,
સાહ્ય થાશે નરસૈંનો સ્વામી. જદુપતિ૦ ૪

૨

સાંભળો ભામિની, કાન ધરી કામિની,
કવણ કહાવું હું કૃપણ પાપી?
ત્રિભુવનનાથ તે મહીપતિ માધવો,
કેમ બોલાય ત્યાં વાત ચાંપી? સાંભળો૦ ૧

દિવસ આઝા થયા બાલપણને ગયાં,
નરપતિ નવ પ્રીછે પ્રીત જૂની;
દુર્બળ રંક હું ભિક્ષુક બાપડો,
નવ લહું ચોકશી ખોટી ચૂની. સાંભળો૦ ૨
ઉગ્રસેન, અક્રૂર, ઉદ્ધવ છે ત્યહાં,
બળિભદ્ર ને અનિરુદ્ધ પાસે;
કોટિ જોદ્ધા જ્યહાં, ઊભો રહીશ ક્યાં?
કોણ આવી મારો હાથ સહાશે? સાંભળો૦ ૩
જડિત રત્નો મણિ, કાન્તિ ભાસે ઘણી,
તિમિર નાવે તેની જ્યોત પાસે;
ત્યાં કેમ બોલી શકું વેણ વદતો થકું?
ધમણ ધમતો રહું શ્વાસોશ્વાસે. સાંભળો૦ ૪
મૌન બેસી રહો, સુખદુઃખ સૌ સહો,
ભોગવો કર્મ જે ભાગ્ય ચોંટ્યું;
દુર્જન લોક તે છો ને લવતાં રહે,
નરસૈંના સ્વામીનું બિરદ મોટું. સાંભળો૦ ૫

૩

સ્વામી સાચું કહું, બોલવું નવ રહ્યું,
કંથનાં વચન તે વેદવાણી;
ભવ તણું નાવ તે ભક્તિ ભૂધર તણી,
તેહ હું પ્રીછવું સ્નેહ આણી. સ્વામી૦ ૧
નથી હરિ વેગળા, ભક્તિભાવે મળ્યા,
રાય ને રંક જ્યાં એક ઘાટે;
લખપતિ કોટિધ્વજ, મન નાણે રતી,
શાક સરિખા ત્યહાં નાહ રે સાટે. સ્વામી૦

નરસિંહ મહેતા કૃત

# સુદામાચરિત્ર

(ઝૂલણા છંદ)

૧

જદુપતિ નાથ તે મિત્ર છે તમ તણા,
જાઓ વેગે કરી કૃષ્ણ પાસે;
પ્રીત પૂરવ તણી, હેત ધરશે હરિ,
મનના મનોરથ સફળ થાશે. જદુપતિ૦ ૧
ઘેર બાળક સહુ દુઃખ પામે બહુ,
અન્ન ને વસ્ત્રથી રહે છે ઊણા;
નિરધન સરજિયાં, પુણ્ય કીધા વિના,
કર્મના દોષ તે આવી પૂણ્યા. જદુપતિ૦ ૨
જદુપતિ જાદવો ભક્તિવશ માધવો,
કરશે કરુણા પ્રભુ, દીન જાણી;
ગોમતીસ્નાનથી કોટિ અઘ નાસશે,
નીરખતાં કૃષ્ણને પ્રેમ આણી. જદુપતિ૦ ૩
કૃષ્ણને હળી મળી, શીઘ્ર આવો વળી,
જાણશે દુઃખ અંતરજામી;
વિનતિ મનમાં ધરો, આળસ પરહરો,
સાહ્ય થાશે નરસૈંનો સ્વામી. જદુપતિ૦ ૪

૨

સાંભળો ભામિની, કાન ધરી કામિની,
કવણ કહાવું હું કૃપણ પાપી ?
ત્રિભુવનનાથ તે મહીપતિ માધવો,
કેમ બોલાય ત્યાં વાત ચાંપી ? સાંભળો૦ ૧

દિવસ ઝાઝા થયા બાલપણુને ગયાં,
નરપતિ નવ પ્રીછે પ્રીત જૂની;
દુર્બળ રંક હું ભિક્ષુક બાપડો,
નવ લહું ચોકશી ખોટી ચૂની. સાંભળો૦ ૨
ઉગ્રસેન, અક્રૂર, ઉદ્ધવ છે ત્યહાં,
બળિભદ્ર ને અનિરુદ્ધ પાસે;
કોટિ જોદ્ધા જયહાં, ઊભો રહીશ ક્યાં ?
કોણુ આવી મારો હાથ સહાશે ? સાંભળો૦ ૩
જડિત રત્નો મણિ, કાન્તિ ભાસે ઘણી,
તિમિર નાવે તેની જ્યોત પાસે;
ત્યાં કેમ બોલી શકું વેણુ વદતો થકું ?
ધમણુ ધમતો રહું શ્વાસોશ્વાસે. સાંભળો૦ ૪
મૌન બેસી રહો, સુખદુઃખ સૌ સહો,
ભોગવો કર્મ જે ભાગ્ય ચોંટયું;
દુર્જન લોક તે છો ને લવતાં રહે,
નરસૈંના સ્વામીનું બિરદ મોટું. સાંભળો૦ ૫

૩

સ્વામી સાચું કહું, બોલવું નવ રહ્યું,
કંથનાં વચન તે વેદવાણી;
ભવ તણું નાવ તે ભક્તિ ભૂધર તણી,
તેહ હું પ્રીછવું સ્નેહ આણી. સ્વામી૦ ૧
નથી હરિ વેગળા, ભક્તિભાવે મળ્યા,
રાય ને રંક જ્યાં એક ઘાટે;
લખપતિ કોટિધ્વજ, મંન નાણે રતી,
શક્ર સરિખા ત્યહાં નાંહ રે સાહે. સ્વામી૦ ૨

બ્રહ્મણ્ય-દેવ, દયાળ શ્રીકૃષ્ણજી,
નિજ જન જાણીને શૂધ લેશે;
પ્રીતની રીત તે જાય નહિ વીસરી,
બાળલીલા તણાં ચરિત્ર કહેશે. સ્વામી૦ ૩
નથી કંઈ ઓઢવા, ભેટ લેઈ જવા,
કેમ કરી જાણશે કૃષ્ણ કામી ?
દત્ત નથી આપણું, વદન લજામણું,
નીરખતાં લાજે નરસૈંનો સ્વામી. સ્વામી૦ ૪

૪

વિનતિ વળી કહું, ભેટ લાવી દઉં,
પોતિયે તાંદુલ ગાંઠ બાંધો;
જાણશે થોડું ઘણું, ભાવ ભોજન તણું,
ધન્ય શ્રીકૃષ્ણશું સ્નેહ સાંધો. વિનતિ૦ ૧
ભીલડીનાં બોર તે ભાવે આરોગિયાં,
જૂઠું અન્ન આહીરનું લીધું;
ભક્ત વિદુરની, ભાજી ભાવે જમ્યા,
ભૂપનું નોતરું પાછું કીધું. વિનતિ૦ ૨
પેરે પેરે પાંડવ-કષ્ટ નિવારિયાં,
ભક્ત કારણ કંઈ દુષ્ટ તાર્યા;
ઊંચ ને નીચનું એને છે પારખું,
પતિત અધર્મી કંઈ કોટિ તાર્યા. વિનતિ૦ ૩.
ભક્તિવશ વિઠ્ઠલો, સંત સાથે મળ્યો,
સમોવડને નવ ચૂકે ટાણે;
સંત સમરે ત્યહાં, આવી ઊભો રહે,
ભક્તના મન તણો ભાવ જાણે. વિનતિ૦ ૪

જાઓ વેગે કરી, નીરખો મુક્તિપુરી,
ધન્ય ધન્ય તારુણી સ્નેહ ન્યાળો;
નરસૈંયાના નાથને નીરખો નિશ્ચય કરી,—
કામિનીએ કંથને બાંહે ઝાલ્યો. વિનતિ૦ ૫

૫

ચાલિયો વાટમાં, જ્ઞાનના ઘાટમાં,
મિત્ર મોહન તણું નામ લેતો;
ધન્ય એ નાર, અવતાર સફળ કર્યો,
કૃષ્ણ, હે કૃષ્ણ, મુખ એમ કહેતો. ચાલિયો૦ ૧
માગવું મૃત્યુ પ્રમાણ છે પ્રાણીને,
લોભ કીધે ત્યહાં પ્રીત તૂટે;
કહ્યું મેં, અબળા, સુખે બેસી રહો;
માગતાં તો બધા મર્મ છૂટે. ચાલિયો૦ ૨
માગિયું મેં નથી, શું મુખે કહું કથી,
ભોગવું કર્મ જે ભાગ્ય લાવ્યો;
શ્રીપતિનાથે મને રંક સરજાવિયો;--
એમ કરતો દ્વિજ દ્વાર આવ્યો. ચાલિયો૦ ૩
આવી ઊભો રહ્યો, કંઠ ગદ્ગદ થયો,
કોટિ સૂરજ શશી જ્યોત ભાસે;
ઉર દયા આણીને, હરિજન જાણીને,
પોળિયે જઈ કહ્યું કૃષ્ણ પાસે. ચાલિયો૦ ૪
મંદિર તેડિયા, ચાલીને ભેટિયા,
ત્રિવિધના તાપ તે સર્વ નાઠા;
હેમસિંહાસને લેઈ બેસાડિયા,
તાણતાં વિપ્રનાં વસ્ત્ર ફાટ્યાં. ચાલિયો૦ ૫

૭

છપ્પન ભોગ જ્યાં, કવણ તાંદુલ ત્યાં ?
આપતાં ઉર સંકોચ આવે;
જે રે જોઈએ તે આવી મળે કૃષ્ણને,
તાંદુલ ભેટ તે તુચ્છ કહાવે. છપ્પન૦ ૧
ધાઈ લીધા હરિ, મૂઠી તાંદુલ ભરી,
પ્રેમે આરોગિયા તૃપ્તિ પામી;
ઇંદ્ર કુબેરથી અધિક વૈભવ કર્યો,
રુકિમણી કર ગ્રહ્યો શીશ નામી. છપ્પન૦ ૨
'એક રહ્યાં અમો, એક બીજા તમો,
ભક્તને અઢળક દાન કરતાં,'
પ્રેમદાએ પ્રેમનાં વચન એવાં કહ્યાં,
હાથ સાહ્યો ત્રીજી મૂઠી ભરતાં. છપ્પન૦ ૩
વનિતા-વચન તે વિપ્ર સમજ્યો નહિ,
ચાલવા ઘર ભણી શીખ માગી;
નરસૈંને નાથે દુર્બળપણું ટાળિયું,
ભૂખનાં દુઃખની ભીડ ભાગી. છપ્પન૦ ૪

૮

વિપ્ર ચાલ્યો વળી, કૃષ્ણ સાથે મળી,
ચિત્તમાં શોચી વિચાર કરતો :—
આપ્યું તો કાંઈ નહિ, ત્રીઠ જાણી નહિ,
તે તણો શોચ હૃદયે જ ધરતો. વિપ્ર૦ ૧
અષ્ટ મહાસિદ્ધિ તણી, ઋદ્ધિ નવ નિધિ તણી,
સંપત્તિમાં રહ્યો ભોગ માણી;
કામિની-કથને હું દ્વારિકા આવિયો,
અમ તણી ત્રીઠ તો નવ જાણી. વિપ્ર૦ ૨

બાળગોપાળ જે વાટ જોતાં હશે,
તેહને જોઈ અમો શુંય કહેશું?
મિત્ર મોહન તણું હેત જ્યારે પૂછશે,
કામિનીને ઉત્તર કેમ દેશું? વિપ્ર૦ ૩
એમ ચિંતા કરે, નેત્રથી નીર ઝરે,
કર્મની વાત મન માંહી ધારી;
નરસૈંનો નાથ તો અતિ ઘણો લોભિયો,
પીતાંબરી પણ લીધી ઉતારી! વિપ્ર૦ ૪

૯

ધન્ય તું, ધન્ય તું, રાય રણછોડજી,
દીન જાણી મને માન દીધું;
નહિ મુજ જોગ તે ભોગ પહોંચાડિયા,
અજ-અંબરીષથી અધિક કીધું. ધન્ય૦ ૧
કનકને આસને મુજને બેસાડિયો,
રુક્મિણી કૃષ્ણનો હાથ સહાતાં;
હેત કરી કરી હરિ ચરણ તળાંસિયાં,
ખટરસ ભોજન ખાંતે ખાતાં. ધન્ય૦ ૨
બાલપણા તણો સ્નેહ નવ વિસારિયો,
મિત્ર મોહન તણી પ્રીત સાચી;
હેતથી હળીમળી માન દીધું મને,
રંક બેસાડિયો કનક-માંચી. ધન્ય૦ ૩
ધન્ય ધન્ય કૃષ્ણજી, સંતસેવા કરી,
ધ્યાન ધરતો હું નિજ દ્વાર આવ્યો;
રત્નજડિત મણિ ભવન શોભા ઘણી,
દેવ શું દ્વારિકા આંહીં લાવ્યો! ધન્ય૦ ૪

કનકની ભૂમિ ને રત્નના થાંભલા,
અર્કની જ્યોત ઉદ્યોત દીસે;
ખાન ને પાન વિહાર સ્થાનક ઘણાં,
કામિની નીરખતાં કામ હીસે. ધન્ય૦
સપ્ત-નવ વરસની દીઠી ત્યાં સુંદરી,
નારી નવજોબના બહુ રૂપાળી;
સોળ શણુગાર તે અંગ સુંદર ધર્યા,
દેવ વિમાનથી રહ્યા નિહાળી. ધન્ય૦
સહસ્ર દાસી મળી દિશે વીંટી વળી,
કામિની કંથની પાસ આવી;
સ્વામી રે સ્વામી, હું દાસી છું તમ તણી,
ચાલો મંદિર વિષે પ્રેમ લાવી. ધન્ય૦
ગોમતીસ્નાન કરી, કૃષ્ણજી નીરખિયા,
પુણ્ય પ્રગટ થયું, પાપ નાઠું;
તે થકી સમૃદ્ધિ આ સકલ તે સાંપડી,
મટી ગયું આપણું ભાગ્ય માઠું. ધન્ય૦
કૃષ્ણ કહેતા તે નિજ ધામ પધારિયા,
નવલ-જોબન થયાં નર ને નારી;
વિનતિ ઉચ્ચારતાં, રજની વીતી ગઈ,
નરસૈંયાના સ્વામીની પ્રીત ભારી. ધન્ય૦